# પ્રકાશક સંસ્થા તરફથી બે બોલ

પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રણેતા, સ્વ. મોતીભાઈ અમીનની યાદગીરી કાયમ રાખવા માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે વડોદરા રાજ્યના પુસ્તકાલયો પાસેથી ભંડોળ ભેગું કર્યું હતું, અને તેમાથી દર વર્ષે સ્વર્ગસ્થની સંવત્સરી પ્રસંગે લોકોપયોગી પુસ્તક પ્રગટ કરવા ઠરાવ્યું હતું. વડોદરા રાજ્યનું વિલીનીકરણ થતાં એ ભંડોળ ઉપર્યુક્ત ઉદ્દેશ પાર પાડવા માટે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ , વડોદરાને સોંપાયું છે. એ યોજના પ્રમાણે અમારા મંડળે અત્યાર સુધીમાં વિવિધ વિષયોને લગતાં ૧૫ પુસ્તકો જાણીતા લેખકોનાં પ્રસિદ્ધ કર્યાં છે. એ યોજનાનુ આ ૧૬મુ પુસ્તક ' ડૉ. જેમ્સ કઝિન્સ ' પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે.

ડૉ. કઝિન્સનું આખું નામ ડૉ. જેમ્સ હેન્રી કઝિન્સ છે. તેઓ આયર્લંડના વતની હતા. તેઓ એક જાણીતા કવિ હતા. તેમના પત્ની શ્રીમતી માર્ગરેટ કઝિન્સ ત્યાંની ડબ્લિન યુનિવર્સિટીના સંગીત વિષયના સ્નાતિકા હતા. ઈ. સ. ૧૯૧૫મા ડૉ. એની બેસાંટની પ્રેરણાથી તેઓ બંને ભારતમાં આવ્યા, અને ત્યારથી ભારતવાસી બની ગયા. ડૉ. કઝિન્સે ભારતીય કલા અને ધર્મનો સહાનુભૂતિપૂર્વક વિસ્તૃત અભ્યાસ કર્યો, અને તેનો દેશ અને પરદેશોમા પ્રચાર થાય તે માટે તેમણે સતત પ્રયાસો કર્યા. ભારતની રાષ્ટ્રીય કેળવણીના ઉત્થાનમાં પણ તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. તેમનાં પત્ની શ્રીમતી માર્ગરેટ કઝિન્સે દેશની સ્વાતંત્ર્યલડતમાં તેમ જ સ્ત્રી-ઉત્કર્ષની પ્રવૃત્તિઓમા અગ્રગણ્ય ભાગ લીધો છે. ડૉ. કઝિન્સને હિંદુ ધર્મ પ્રત્યે અથાગ

પ્રેમ અને માન હતાં, અને તેમને ત્રિવેંદ્રમના હિંદુ મંદિરમાં વિધિપૂર્વક પ્રવેશ મળ્યો હતો. તેમનું ભારતીય નામ 'જયરામ ' હતું. ડૉ. કઝિન્સ ભારતવર્ષના સ્વજન બની ગયેલા યુરોપિયનો—ડૉ. એની બેસાંટ, સિસ્ટર નિવેદિતા, શ્રી સી. એફ. એન્ડ્રૂઝ, વગેરે—ની પરંપરામાં ઉચ્ચ સ્થાન મેળવી ઈ. સ. ૧૯૫૬ના ફેબ્રુઆરી માસમાં અવસાન પામ્યા.

ડૉ. જેમ્સ કઝિન્સ અને તેમનાં પત્ની શ્રીમતી માર્ગરેટ કઝિન્સે અંગ્રેજીમાં ' We Two Together ' નામે ૭૭૦ પૃષ્ઠની દળદાર સંયુક્ત આત્મકથા લખી છે, અને તે મદ્રાસની સુપ્રસિદ્ધ પ્રકાશન સંસ્થા Ganesh & Co. (Madras), Ltd એ પ્રસિદ્ધ કરી છે. એ પુસ્તકની સારરૂપ પ્રસાદી ગુજરાતના કળાગુરુ શ્રી રવિશંકર રાવળે આપણા અગ્રગણ્ય માસિક ' કુમાર 'માં હપ્તે હપ્તે રજૂ કરેલી તે એકત્રિત કરી પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે. આ પ્રસાદી રજૂ કરનાર શ્રી રવિશંકર રાવળનો, એની અનુમતિ આપવા કલાપ્રેમ, અધારનો તથા Ganesh & Co.( Madras ), Ltd.નો અમે આ પ્રસંગે આભાર માનીએ છીએ.

અંતમા, ડૉ. કઝિન્સ અને તેમના પત્નીના જીવનની સુવાસ ગુજરાતી વાચકોમા પ્રસરે તેવી શુભેચ્છા સાથે આ પુસ્તક પુણ્યશ્લોક મોતીભાઈ અમીનની યાદગીરીમાં ગુજરાતી વાચકોના કરકમલોમાં અમે સાદર કરીએ છીએ, અને ગુજરાતી વાચકો તેને સત્કારશે એવી આશા રાખીએ છીએ.

વડોદરા
તા. ૨૭-૪-'૫૬

મણિલાલ મંગળજી કાશીવાળા,
પ્રમુખ
પુસ્તકાલય સ. સ. મંડળ, લિ.

## પ્રાસ્તવિક

ભારતના રાજકીય સ્વાતંત્ર્યની સાથોસાથ તેની સાંસ્કૃતિક મુક્તિ અને પુનર્વિધાન માટે જે ઉદારચિત્ત ને પ્રતિભાવાન પરદેશીઓએ જીવનસમર્પણ કર્યાં છે તે—સિસ્ટર નિવેદિતા, ઈ. બી. હેવેલ, ઍની બેસન્ટ, મૉડ મૅકકર્થી, મિરા રિશાર્ડ વગેરેની હરોળમાં ડૉ. જેમ્સ હેન્રી કઝિન્સનું નામ એટલા જ ઉજ્જવળ અક્ષરે ઝળકી રહેશે.

તરુણ વયે આશાસ્પદ કવિ તરીકે તે જ્યૉર્જ રસેલ ('એ. ઈ.') અને કવિ યીટ્સ જેવા આયર્લંડના સાંસ્કૃતિક પુનર્વિધાનના અગ્રણીઓ. ના પરિચયમાં આવ્યા ને એ હિલચાલમાં તેમના મદદનીશ તથા સાથી તરીકે સક્રિય કામગીરી બજાવતાં બજાવતાં પોતાની સાહિત્યિક શક્તિઓ વડે તે જ્યૉર્જ રૉબર્ટ્સ, જે. એન. સિન્જ અને રૉબર્ટ લાઈન્ડ જેવા આયર્લંડના સાહિત્યાકાશના તેજસ્વી તારકોની હરોળમાં ગણાવા લાગ્યા. એવામાં મિસિસ ઍની બેસન્ટનું એક વ્યાખ્યાન સાંભળીને તે ભારતીય તત્ત્વજ્ઞાનના રહસ્ય પ્રત્યે આકર્ષાયા અને થિયૉસૉફિસ્ટો તથા અધ્યાત્મવાદીઓના મંડળમાં ભળ્યા. છેક ઈ. ૧૮૯૬થી શરૂ થયેલી એમની કવિ તરીકેની કારકિર્દીનાં આ સાઠ વર્ષમાં એમની

કલમમાંથી ૩૨ કાવ્ય-નાટ્ય-સંગ્રહો અને ૧૮ જેટલા નિબંધ-સંગ્રહો બહાર પડયા છે. ભારતીય કલાના એમના અભ્યાસના પરિપાક રૂપ એ વિષયનાં વિવિધ પાસાંઓનું દર્શન કરાવતાં એમનાં પુસ્તકો 'ફિલોસોફી ઑવ બ્યુટી'–સૌંદર્યનું તત્ત્વજ્ઞાન (૧૯૨૫), 'સમદર્શન' (૧૯૨૫), 'ધ ફેઈથ ઑવ ધી આર્ટિસ્ટ'–કલાકારનો શ્રદ્ધાધર્મ (૧૯૪૧) અને 'ધી એસ્થેટિક નેસેસિટી ઑવ લાઈફ'–જીવનમાં રસતત્ત્વની જરૂરત (૧૯૪૪), ખાસ મનનીય અને પ્રતિભા-પ્રોજ્જ્વલ છે.

ઈ. સ. ૧૯૧૫માં ઍની બેસન્ટના મદ્રાસના થિયૉસૉફી સંઘમાં જોડાવા માટે તે હિંદ આવ્યા કે તરત તેમને મિસિસ બેસન્ટે ભારતના સ્વશાસન માટેની 'હોમ રૂલ' ચળવળના પોતાના મુખપત્ર 'ન્યૂ ઇન્ડિયા'ના ઉપતંત્રી બનાવ્યા, જે સ્થાનેથી એમણે લખેલાં સાહિત્ય અને કલાનાં ગ્રંથોનાં અવલોકનોએ સહાનુભૂત અને વિદ્વાન વિવેચનાનો એક આદર્શ પૂરો પાડ્યો અને કસાયેલા કવિ તરીકેની એમની કલમના સામર્થ્યે ને સાહિત્યશૈલીએ એમનું નામ ભારતીય પત્રકારિત્વ તેમ જ વિવેચનાના ક્ષેત્રમાં ઓપ્યુંટ ગાજતું કરી દીધું.

ભારતીય કલા સાથેનો એમનો પહેલો સંપર્ક ઈ. સ. ૧૯૧૫ની પાંચમી ડિસેમ્બરે ઍની બેસન્ટે સ્થાપેલી 'કલા-સંસદ'ના એ સભ્ય થયા ત્યારથી, અને તેની થોડા દિવસ જ અગાઉ એમણે 'ન્યૂ ઇંડિયા'માં બંગાળની નૂતન કલાપ્રવૃત્તિની સમાલોચના રૂપ લખેલા 'પૂર્વની કલા' નામક યુગ-પ્રવર્તક લેખથી થયો. જો કે થોડાં વરસ બાદ ડૉ. જ્યોર્જ એરુન્ડેલને 'ન્યૂ ઇંડિયા'ના તંત્રીસ્થાને મૂકીને ડૉ. કઝિન્સની બદલી મદનપલ્લીની બેસન્ટ કૉલેજના અંગ્રેજીના પ્રોફેસર તરીકે કરવામાં આવી, પરંતુ તેમની કલાભિરુચિ તો કદી ઓસરી નહિ. બીજી બાજુએ કૉંગ્રેસની ઘણી બેઠકોમાં તેમણે સક્રિય ભાગ લીધો અને રાષ્ટ્રીય કેળવણીની હિલચાલ શરૂ થતાં જ તેના તત્ત્વ-

પ્રચાર અર્થે દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધી વ્યાખ્યાનો આપતા ઘૂમી વળ્યા. આ દરમ્યાન એક સમર્થ સાહિત્યકાર તથા અંગ્રેજીના અધ્યાપક તરીકેની તેમની કીર્તિ જાપાન સુધી પ્રસરી ગઈ હતી, એટલે ઈ. સ. ૧૯૧૯ના મે માસમાં તેઓ જાપાનની કેઈ યોગીજુકુ યુનિવર્સિટીના આમંત્રણથી એક વર્ષ માટે ત્યાં ગયા, જ્યાં એશિયાની કળાનું ઊંડું દર્શન એમને લાધ્યું ને એના ફલસ્વરૂપ 'ન્યૂ જાપાન' તથા 'કલ્ચરલ યૂનિટી ઑવ એશિયા' (એશિયાની સાંસ્કૃતિક એકતા) નામના બે મનનીય ગ્રંથો એમણે આપ્યા. જાપાનની યુનિવર્સિટીએ એમની સંસ્કાર-સેવાની કદરશનાસીમાં એમને 'ડૉક્ટર'-ની ઉપાધિથી નવાજ્યા, જે પાછળથી એમણે છોડી દીધી હતી.

જાપાનથી પાછા આવ્યા બાદ ૧૯૨૩માં એમણે કલકત્તા યુનિવર્સિટીમાં 'કલ્ચરલ આસ્પેક્ટ ઑવ ધ રિનેઝાં ઇન ઇંડિયા' (ભારતીય નવવિધાનનું સાંસ્કૃતિક પાસું) એ વિષય પર બે અનુસ્નાતક વ્યાખ્યાનો આપ્યાં ને ત્યાંના કલાસંઘ આગળ 'ફ્યૂચર ઑવ ઇંડિયન આર્ટ' (ભારતીય કલાનું ભાવિ) નામના વ્યાખ્યાન દ્વારા એક તેજસ્વી આર્ષવાણી ઉચ્ચારી. એ પછી તો કલાવ્યાખ્યાનોની જાણે હારમાળા ચાલી: બનારસ હિંદુ યુનિવર્સિટીમાં 'ઓરીએન્ટેશન ઑવ લિટરરી ઍન્ડ આર્ટ ક્રિટિસિઝમ,' શ્રીનગરમાં 'આર્ટ ઇન એડ્યુકેશન' તથા 'ઇંડિયન પેઇંટિંગ,' મુંબઈમાં 'ઇંડિયાઝ મેસેજ ટુ ધ વર્લ્ડ' વગેરે.

બેંગલોરમાં લાગટ ત્રણ વર્ષ ઉજવાયેલા 'કલા-ઉત્સવ'ના સંચાલન પછી ડૉ. કઝિન્સનું રોચકાર્ય તે મૈસૂરના મહારાજાના આમંત્રણથી એમણે ત્યાંના મહેલમાં ઊભું કરેલું 'જગમોહન ચિત્રાલય.' વિદ્યમાન ભારતીય કલાકારોની કૃતિઓનો દેશભરનો એ પહેલો ચિત્રસંગ્રહ બન્યો. એ ઉપરાંત એમણે મહારાજાના અતિથિગૃહોમાં બૌદ્ધ, રજપૂત, મુઘલ અને આધુનિક, પ્રત્યેક કલાશૈલીની કૃતિઓ ધરાવતા એક એક ખંડની રચના કરી આપી. આ પછી ૧૯૨૫માં એમણે ભારતીય

કલાના અભ્યાસના પ્રચાર અર્થે યુરોપની સફર કરી, જ્યાંથી પાછા ફર્યા બાદ અદ્યારમાં જગતના સર્વધર્મોના અભ્યાસ માટે સ્થપાયેલી 'બ્રહ્મવિદ્યા ધર્મ'ની સંસ્થાના એમને સંચાલક નીમવામાં આવ્યા. ફરી પાછી ૧૯૨૮માં એમણે ભારતીય કલાના પ્રચાર અર્થે આખા જગતની સફર ખેડી, જે દરમ્યાન અમેરિકા, બ્રસેલ્સ અને જીનિવામાં એમણે કલા-પ્રદર્શનો પણ ભર્યાં. ત્યાંથી મદ્રાસ આવ્યા બાદ એમને મદનપલ્લી કોલેજના આચાર્ય ને મદ્રાસ યુનિવર્સિટીના સેનેટર બનાવવામાં આવ્યા.

આ બધી પ્રવૃત્તિ દરમ્યાન ભારતના સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પ્રાણ સાથે એ એટલા તો આત્મસાત્ થયા હતા કે ઈ. ૧૯૩૭માં દક્ષિણમાં જ્યારે 'મંદિર-પ્રવેશ' ચળવળ ઊપડી ત્યારે 'ગોર બ્રાહ્મણ' તરીકે તેમની પસંદગી થઈ અને ત્રિવેન્દ્રમના પદ્મનાભમંદિરમાં, કે જ્યાં કેવળ બ્રાહ્મણો સિવાય અન્ય કોઈ પણ વર્ણના હિંદુ સુદ્ધાંને પ્રવેશ કરવાનો અધિકાર નથી તેમાં, ત્યાંના પૂજારીઓએ તેમને 'જયરામ' નામ ધારણ કરાવીને પ્રવેશ કરાવ્યો. ત્યારથી તે જયરામ કઝિન્સને નામે ઓળખાતા થયા હતા.

એ જ વર્ષમાં ત્રાવણકોર રાજ્યના કલાના સલાહકાર તરીકે તેઓ નિમાયા અને મ્હૈસૂર જેવું જ ભારતીય કલાનું 'ચિત્ર-સંગ્રહાલય' ત્યાં ઊભું કરી આપ્યું. ત્યાંના મહારાજાના સલાહકાર અને સાથી તરીકે જાવાનો પ્રવાસ કરી આવ્યા. બાદ ત્રાવણકોર યુનિવર્સિટીના કલાવિભાગના અધ્યક્ષ તરીકે તેઓ નિમાયા.

ભારતના સમૃદ્ધ સાંસ્કૃતિક વારસાનો આસ્વાદ, અભ્યાસ ને સેવા કરવા તથા આ દેશને પોતાની માતૃભૂમિ બનાવવા માટે આવેલા પ્રો. કઝિન્સની સાથે તેમનાં પત્ની માર્ગરેટ કઝિન્સ પણ એ જ ઉદ્દેશથી અહીં આવેલાં. એ બાઈ આયર્લૅન્ડની ડબ્લિન યુનિવર્સિટી-

નાં સંગીતનાં સ્નાતિકા હતાં અને પૂર્વના તથા પશ્ચિમના સંગીતનો એમણે વિદ્વત્તાયુક્ત તુલનાત્મક અભ્યાસ કર્યો હતો. ઉપરાંત 'ઑલ ઇન્ડિયા વિમેન્સ કૉન્ફરન્સ' (અખિલ ભારત મહિલા પરિષદ)નાં આદ્ય સ્થાપકોમાંના તે એક હતાં ને ઘણા વખત સુધી તેનાં અધ્યક્ષ રહેલાં.

સાહિત્યિક પ્રતિભા અને કલાવિષયક રસદૃષ્ટિ ધરાવતા પ્રો. કઝિન્સના અંગત વ્યક્તિત્વમાં પણ એક આકર્ષક માધુર્ય હતું; અને વિદ્વત્તા, ઋજુતા તથા શાલીનતાથી શોભતા એમના હસમુખા ચહેરા પરના શ્વેત કેશ કોઈ ઋષિના સાન્નિધ્યનો ખયાલ આપતા. ભારતીય સંસ્કૃતિની એમણે કરેલી સેવાઓની કદર તરીકે મદ્રાસ સરકાર તરફથી એમને છેવટ સુધી પેન્શન અપાયું હતું, અને ખરે જ, આ છેલ્લા યુગમાં તો એમના જોટાનો ભારતીય સંસ્કૃતિનો પરદેશી પુરસ્કર્તા કોઈ થયો નથી.



પુસ્તકાલય-પ્રવૃત્તિના પ્રાણ સમા સ્વ. મોતીભાઈ ન. અમીન

જન્મ : તા. ૨૯-૧૧-૧૮૭૩ ] [ અવસાન : તા. ૧-૨-૧૯૩૯

અચલમ્ તેમની કલાપ્રવૃત્તિથી આકર્ષાઈને જ કલાના પુરસ્કર્તા બન્યા હતા. હિમાલયમાં આવી વસેલા રશિયન કલાકાર મહર્ષિ રોરિકની કલાનો પરિચય ગુજરાતને કરાવનાર પણ તેઓ જ હતા, અને અમદાવાદમાં એ ચિત્રોના પ્રદર્શન વખતે કલા ઉપર આઠેક જેટલાં પ્રવચનો કરી એમણે કલાનો સાત્ત્વિક સંસ્પર્શ ગુજરાતને કરાવ્યો હતો.

છેલ્લાં ચાળીસ વર્ષથી એમણે ભારતને પોતાનું કાયમનું વતન માન્યું હતું અને આ દેશના સંસ્કારનો આદર તથા અભ્યાસ કરી પોતાનાં ચિંતન અને કાર્યથી નિષ્કામ ભાવે જીવનભર ભારતની સેવા કરતાં કરતાં કાવ્ય અને કલાનું સાહિત્ય સર્જ્યું હતું. '૫૬ના ફેબ્રુઆરીની ૨૦મી તારીખે રાત્રે ૮૩ વર્ષની વયે થએલા એમના અવસાનથી ભારતનો એક મૂક છતાં મોંઘો અને નિર્વ્યાજ છતાં ગરવો ચાહક અને સેવક વિલીન થયો છે એની કૃતજ્ઞભાવે અને ખેદપૂર્વક નોંધ લઈ તેમના જીવનકાર્યનો સ્મૃતિલેખ આ નીચે રજૂ કરીએ.

એમણે તથા એમનાં સ્વ. પત્ની માર્ગરેટ કઝિન્સે મળીને 'વી ટુ ટુગેધર' નામથી એક સંયુક્ત આત્મકથા લખી છે, તેમાં જીવનક્રમાનુસાર બંને જણે વારા ફરતી, એક પછી એક પોતાના અનુભવ-પ્રકરણો લખ્યાં છે. તેમાં તેમની સ્વ-કથા ઉપરાંત સમકાલીન ઈતિહાસ, વાતાવરણ, પ્રસંગો, સમાજ વગેરે ઉપર ઘણાં રસપ્રદ વિધાનો હોવાથી તથા ડૉ. કઝિન્સની આલેખનશૈલી પણ સાથોસાથ વિનોદભરી, નિખાલસ અને પ્રસાદયુક્ત હોવાથી જરા લંબાણથી એ કથા અત્રે આપીએ છીએ.

આયર્લેંડના બેલફાસ્ટ નગરમાં, ફ્રાન્સથી આવી વસેલા હ્યુજિનોટ નિરાશ્રિતવૃંદના તેના બાપદાદા મૂળ કાપડનો વેપાર કરતા. માતાને પક્ષે તેમનામાં સ્કૉટલંડનું લોહી હતું. તેથી તે માનતા કે વિખ્યાત સ્કૉટિશ કવિ બર્ન્સની ભાષા પોતાનામાં ઊતરી હતી. કુટુંબ ભક્તિમાન હતું, પણ ઈ. ૧૯૧૪-૧૮માં આયર્લેંડમાં ભાગલાને પરિણામે ભભૂકી

છેડેલા અલ્સ્ટર પ્રકરણની રાજકીય ધમાલે ઇશ્વર અને ધંધોધાપો બંનેના ભાવ ઊતારી દીધા હતા.

ઈ. ૧૮૭૩ના જુલાઈની ૨૨મીની સવારે બેલફાસ્ટની ડેવોર સ્ટ્રીટમાં ૧૮ નંબરના મકાનમાં તેમનો જન્મ થયો તેની નોંધ આપતાં પોતે લખે છે કે 'મારી કુંડળીમાં ઘણા કમનસીબ આંકડાઓએ સારા સંજોગોની સામે મોરચો કરી સ્મારકરૂપે મારા માથા પર બે ગાંડા એવા ઊભા કર્યા કે, જેણે ત્રણે ખંડના હજામોને વિચાર કરતા કરી મૂક્યા હતા. તેમના મતે તો નસીબદારને જ એવાં ઢીમણાં હોય!

નાનપણથી જ હું સ્વભાવે સ્ત્રીજાતિનો પક્ષકાર હતો. રવિવારી શાળાની પરીક્ષામાં એક વાર મને એક પેની(આના)નું ઇનામ મળ્યું, કરકસરનો પાઠ શીખવા મેં તે પોસ્ટ-ઑફિસમાં જમા કરાવ્યો. પોસ્ટલ બેન્કના કાર્ડમાં બાકીના ખાલી રહેલા ચોરસોમાં બાકીની પેની-સ્ટૅમ્પો પુરાય ત્યારે તેનો એક શિલિંગ મળે એવી ગોઠવણ હતી. એમ એ એક શિલિંગનો માલિક થાઉં એટલે બ્રિટિશ સરકારનાં તરી અને ખુશ્કી લશ્કરોને માથે, હું લુટાઈ ન જાઉં તેની જવાબદારી રહેવાની હતી!

૧૩મે વર્ષે બાઇબલ પૂરેપૂરું સળંગ વાંચી નાંખ્યું. કેટલાંક ભજનો અને સુવાક્યો મેં મોઢે કરી લીધાં. નિશાળમાં CAT શબ્દ એક બિલાડીના ચિત્ર સામે જોઈને શીખવા માંડયો. વાંચવુંલખવું તો ગમતું, પણ ગણિતની સૂગ હતી. વખત આવતાં કુટુંબનાં બીજા છોકરાઓ સાથે ઘરની નજીકની નૅશનલ સ્કુલમાં દાખલ થયો. શારીરિક શિક્ષણ જેવો શબ્દ એ કાળે કેળવણીમાં ન હતો. શરીરની સંભાળ ઘરના રાખે; અને પૈસાના તાકડા નહિ એટલે શરીર માંદું થાય ત્યારે જ તેની ચિંતા કરાય. પણ છોકરાઓમાં ફૂટબૉલનો શોખ હતો. બે તરફ બબ્બે પથરા ગોઠવી બે ગોલ બનાવી લેતા. એમાં આંખની ચપળતા અને અણધાર્યા સંજોગોમાં કેમ ગતિ બદલવી તેની તાલીમ મળતી:

ખાંડખરાબાવાળી ભાડે આપવાની. એક જમીન ખાલી પડતર હતી તે ફુટબૉલનું મેદાન હતું. મેચો અને બીજી ધમાલમાંથી :મારામારી પણ થઈ જતી. મારામાં ડરપોકપણું નહોતું, પણ છોકરાઓ એકબીજાને ઘા કે ઈજા કરે તે મને પસંદ નહોતું.'

ભણવામાં તેમને કદી કષ્ટ જણાયું નહિ. દરેક વસ્તુ પૂરી વિગતે તે તૈયાર કરતા. સાથીદારોને તેમની હોંશિયારીની અદેખાઈ આવતી તે એટલે સુધી કે એકવાર પરીક્ષામાં પૂરા માર્ક મેળવી ઘેર આવતાં હરીફોએ તેમને ખૂબ મેથીપાક જમાડ્યો, જેથી પથારીવશ થવું પડેલું.

ઘરમાં નોકર હતા નહિ. એ તો મોટા લોકોનો વૈભવ છે એમ મા કહેતી. મા રાંધતી તો છોકરાં વાસણો સાફ કરી નાખતાં. જેમ્સને નાનપણમાં સળેખમ બહુ થઈ જતું. પણ સવારમાં વહેલા ઊઠી સગડી પેટાવવાનો તે ખટકો રાખતા અને નાસ્તા માટે ચોકડી સ્વચ્છ કરી નાખતા. બાપાને દૂર નોકરી હતી તે અરધો પગાર મોકલતા. તેમાં ઘરનું ખર્ચ ચાલતું. મા થોડાથોડા પૈસા સંકટ વખતે કામ લાગે માટે એક ડબ્બામાં સંઘરતી. "એ વખતે મને 'હડતાલ' શું છે તેની ખબર નહોતી. શા માટે બધાં માણસો એક સાથે કામ પર જવાની ના પડે તે સમજાતું જ નહિ. એકવાર મા બારણેબારણે ભટકી આવી ને છેવટે નિરાશ વદને એક ખૂણામાં પ્રાર્થના કરવા લાગી. મા કેંક ચિંતામાં છે એમ દેખાયું અને થોડુંથોડું સમજાયું કે ડબ્બામાં પૈસા નથી.

એવામાં કોઈ કામદાર ન લાગતો એવો માણસ આવ્યો. તેને રહેવા-ખાવાની ગોઠવણની જરૂર હતી. અમારા ઘરનો એક ખંડ તેને ગમ્યો ને માગ્યા વિના જ માને બે શિલિંગ આપ્યા. 'પ્રભુની મહેર' કહી માએ તે લીધા. તે ગામડાના એક શિક્ષક હતા. વારંવાર બેલફાસ્ટ આવતા, ને અમારે ઘેર મુકામ કરતા તથા નિઃસંકોચ બદલો આપતા.

... ઉપરાઉપર પડતી હડતાલોમાંથી મારા બાળક-મનમાં પૈસાદારો અને પૈસા વિનાના માણસો વચ્ચેના સંબંધોના ખ્યાલ જાગ્યા...પૈસા ન હોય તેણે પણ પૈસા હોય તેનું કામ કરીને મેળવવા જ પડે....

બાર વર્ષ પછી આયર્લંડની નૅશનલ સ્કૂલનું ભણતર પૂરું થયું અને કામ શોધવાનો પ્રશ્ન ઊભો થયો. શહેરના બીજા ભાગમાં એક સગાની દુકાન હતી. તે ગીરોનો ધંધો કરતા. તેને આંટાફેરા કરનાર એક છોકરાની જરૂર હતી, એટલે ધંધો શીખવાને બહાને ત્યાં જાણલાયક છોકરા તરીકે સ્થાન મળ્યું. ત્યાં સમજાયું કે મૂલ્યો સંજોગો પ્રમાણે ઊતરી કે વધી જાય છે. લેવડદેવડ કેમ થાય છે તેની પણ સમજ પડી. કેટલીક ચીજો તાસકમાં ઉપલે માળ મૂકવી, કેટલીક તિજોરીમાં મૂકવી, કેટલીક વાર કેટલીક માલિકોને પાછી આપવી, એ મારાં કામો હતાં. પણ ત્યાં આવતાં કપડાં-પદાર્થોમાંથી મારાં કપડાંમાં જીવાત લાગી જતી તે મારી માએ જોઈ અને તેની સ્વચ્છતાની લાગણી દુભાઈ, એટલે મને એક રાત્રિશાળામાં મૂક્યો. ત્યાં મેં વીજળીના પ્રવાહો અને શક્તિ વિષે કેટલુંક જ્ઞાન મેળવ્યું.

એવામાં ત્યાં સાંજના પત્રમાં એક પેઢીની જાહેરાત વાંચી કે કામ કરનાર છોકરો જોઈએ છે. મને ચૌદ વર્ષ થયાં હતાં પણ જૂની ઢબનો ગણાતો. મને પહેલે વર્ષે તો પગાર નહિ મળે એમ શેઠે કહી દીધું. મને મળતી તાલીમ જ પગાર ગણવો. કામમાં સંદેશા લાવવા-લઈ જવા, (ઊંચા માળના દાદરાના કઠેડા પરથી લસરતા નીચે આવવું) અને વચ્ચે વચ્ચે માલનાં નામની ટિકિટો લખવા બેસવું. છ મહિનામાં જ મારો પગાર અઠવાડિયે બે શિલિંગનો થઈ ગયો. સંદેશાનું કામ તો મને ગમતું, કારણ કે તેથી ઘણાને મળવાના પ્રસંગો મળતા. એમાંથી એક બૅંકના મકાનમાં મિ. મિલિગન નામના માણસની પિછાન થઈ. મને તેની તરફ માન હતું. પણ તે ચુસ્ત પ્રૉટેસ્ટન્ટ હતો એટલે બીજાઓ તેને વખોડતા: ટિકિટો લખવાનું વર્ષ પૂરું થયું એટલામાં તો

મોડાંબેરાં મારી છાતી બેવડ વળી ગઈ હતી. પણ સંદેશા મારની આવજા દરમ્યાન મેં શૉર્ટહૅન્ડ (લઘુલિપિ) શીખી લીધી હતી. એક છ પેનીની ડિક્શનેરી પણ મેં ખરીદી લીધી હતી.

હવે મેં એક કોલસા મંગાવનારી ઑફિસમાં સંદેશવાહકની નોકરી મેળવી એટલે ઘણી વાર બંદર ઉપર જવું પડતું. શૉર્ટહૅન્ડ લખવાની મારી શક્તિની મારા શેઠને જાણ થઈ એટલે પત્રવ્યવહાર સોંપ્યો ને અઠવાડિયાના દસ શિલિંગનો પગાર કરી ઑફિસકલાર્ક બનાવ્યો. મારા માટે એક ટાઈપરાઈટર પણ આવી ગયું.

નોકરી પર જતાં આવતાં વચ્ચેના માર્ગમાં, મારી આંતરિક શક્તિઓથી પર એવી કોઈ બહારની શક્તિએ મને એક છોકરીના પરિચયમાં આણ્યો. એની જાતભાત અને સ્વભાવે મારા મન પર સજ્જડ છાપ પાડી. બંદર ઉપર જહાજોના કૅપ્ટનોની દોસ્તીથી આઇરિશ ખાડીમાં બાર માઈલ ઉપરના પ્રવાસો પણ મેં કર્યા અને લીલો દરિયો તથા ઊછળતાં મોજાં નીરખ્યાં.

આ બે વર્ષ દરમિયાન હું કવિ તરીકે પણ છપાઈ ગયો હતો. એવામાં કવિ બર્ન્સની શતાબ્દીનો ઉત્સવ થયો. બર્ન્સે જ્યાં કવિતા લખી હતી ત્યાં જાહેરમાં તેનું એક મોટું પૂતળું ઊભું કર્યું હતું. ગામડામાં તેણે જે ઝૂંપડીમાં કવિતાઓ લખી હતી ત્યાં હું પહોંચી ગયો અને ત્યાંની વિઝિટબુકમાં સહી કરવાનો અભિલાષ જાગ્યો. તેમાં તો માત્ર નામ અને સરનામું જ લખવાનું હતું. પણ શતાબ્દીના એ દિવસે હું જ પહેલો મુલાકાતી હતો અને મનમાં એક કાવ્ય સ્ફુરી આવ્યું હતું, એટલે બર્ન્સે જે ખંડમાં તેનાં કાવ્યરત્નો રચ્યાં હતાં ત્યાં કીટ્સની સાથે મેં પણ કલમ ખરડી !

જગતના કાવાદાવાની મને બહુ ગમ નહોતી, પણ ઊંડે ઊંડે સમજતો કે જેને માટે બધા લડે છે તે એક જ વસ્તુ છે પણ

વિગતોની લંબાઈ છે. અઢારમે વર્ષે જ્ઞાનનો વિસ્તાર જતો હતો, પણ જિંદગીની વાસ્તવિક વસ્તુઓના અનુભવ આગળ અંદરનું મન ચૂપ હતું. મને મળેલા જગત વિષેના વિચારો અને લાગણીઓની સીમાઓ તથા મર્યાદાઓ હું જોઈ શકયો હતો, પણ નિર્બન્ધ વિચાર અને સર્વગ્રાહી અનુકંપાથી હું આઘો હતો.. તત્વજ્ઞાન ને ચિત્તશાસ્ત્રનો પરિચય પામ્યો નહોતો. ડાર્વિન નામના વૈજ્ઞાનિકના ઉત્ક્રાન્તિવાદ વિષે ઊડતા વિચારો મળતા હતા. કેટલાક વ્યાખ્યાતા કિપ્લિંગની કવિતાની કડીઓ બોલતા ને હિંદુસ્તાનના 'ધર્મવિહીનો' માટે મિશનો મોકલવા શિલિંગનું દાન પેટીમાં નાખવા કહેતા. બાઈબલ લખનારને પોતાને કંઈક દર્શન થયું હતું એ નક્કી, પણ તેનો ઉપદેશ કરનારા તો દંભી હતા. બે હજાર વર્ષ પહેલાંના ગ્રંથમાં જ માત્ર સત્ય પડેલું છે એમ તેમને લાગતું. મને તો તે સર્વત્ર દેખાતું, પ્રતિપળે દેખાતું. આથી અનેકવિરોધી તત્વો વચ્ચે મનની શાંતિ મળી રહેતી.

એક વાર દૂરનો પ્રવાસ કરીને એક વેપારી વહાણ બંદરમાં આવ્યું. તેનો કેટલોક માલ મારા શેઠિયાઓની આડતનો હતો તે બીજા વહાણમાં ફેરવવા હું બંદર ઉપર ગયો. આવેલા માલની નોંધ મેળવવા એ વહાણની પેઢી ઉપર હું ગયો. નોંધ આપનાર કારકુન, હું નોટમાં ઉતારતો હતો ત્યારે, બહુ ધીમે ધીમે બોલતો હતો. તેને મેં વધુ ઝડપથી લખાવવા કહ્યું. તેણે ચકિત થઈ મારી નોટમાં જોયું અને બોલ્યો, 'અરે છોકરા ! તું તો લઘુલિપિથી લખી લે છે ! તેં લખેલું મને વાંચી બતાવ જોઈએ !' મેં તે વાંચી બતાવ્યું એટલે કાંઈક સૂઝયું હોય તેમ તે બોલ્યો, 'તારે નવી નોકરી જોઈએ છે?'

મેં કહ્યું, 'હું હાલ છું ત્યાં ઠીક છું; પણ મારી માને પૂછી જોઈશ.'

'જરા ઊભો રહે' કહી તે અંદર જઈને પાછો આવ્યો : 'જો,

મિ. ડૅન એકાદ વરસમાં શહેરના મેયર થવાના છે. તેમને એક સેક્રેટરી-ની જરૂર છે. તો અંદર આવીને તેમની સાથે થોડી વાત કર.' અંદર જઈને મેં મિ. ડૅન ઉર્ફે ડેનિયલ ડિકસન-એક જંગી વહાણવટાની અને ઈમારતી લાકડાની પેઢીના શેઠને જોયા.'

એણે આંખોથી મારું માપ લીધું અને સવાલોથી મારી બુદ્ધિ જોઈ લીધી 'આપણને માફક આવે એવો જ આ છોકરો છે;' તેણે કારકુનને કહ્યું. 'આપણે તેને વરસે ૧૦૦ પાઉન્ડ પગાર આપીશું.' અને પછી મને કહ્યું, 'જા, તારી માને પૂછી જો અને આવતા મહિનાથી કામે ચડી જા '

મારો પગાર ચારગણો થયો જોઈ મારી માએ ઈશ્વરની કૃપા માની અને હવે ઘર સારા લત્તામાં હોવું જોઈએ એમ વિચાર્યું. નવું ઘર, નવો પોશાક, નવું કામ, એ બધું મારા સ્વપ્નોની સિદ્ધિ સમું હતું. માત્ર રેશમી હેટ ભાવિના કોઈ સંકેત માટે બાકી રહી!

મારી પત્રવ્યવહારની ચીવટ અને ડૅન સાહેબમા શુદ્ધ ભાષાનો અભાવ, એ બેનો યોગ થતા મારા કામમાં માત્ર બીજાના બોલના ઉતારા કરવા કરતા કંઈક અસામાન્ય કરી બતાવવાની મને તક મળી લઘુલિપિ અને ટાઈપરાઇટિંગે મને વિશેષતા અપાવી સુભાગ્યે ડૅન શેઠ અમારી પરસ્પરની આ સગવડ સમજી ગયા એમને મેયર તરીકે પાર્ટીઓમા, ક્લબોમા, સભાઓમા ને પ્રસિદ્ધ રાજનેતાઓની મુલાકાતો-ને પ્રસંગે ભાષણ કરવા પડતાં તેને મઠારી આપનાર કોઈ જોઈતું હતું. તેવા પ્રસંગે મને માત્ર નોંધ કરનાર કારકુન કરતાં મારી શક્તિઓનો વધુ સારો ઉપયોગ કરવાની તક મળતી. એમની સાથે ઘણા મહાન પુરુષોની મુલાકાતો પણ થઈ. બધી તો યાદ નથી. પણ અલ્સ્ટર હૉલમા લાંબી દાઢીવાળા લૉર્ડ સૅલ્સબરીને ઠસોઠસ મેદની સામે જે બોલતાં સાંભળેલા તે એમના ભાષણથી અસાધારણ સળવળાટ થએલો:

'લોખંડી શાસનનાં ત્રીસ વરસો...ગોળીબાર કરતાં અચકાશો નહિ.' એટલા શબ્દોમાં આયર્લૅંડ તરફની ઈંગ્લંડની નગ્ન પાશવતા ખુલ્લી થઈ જતી હતી. વર્ષોના જુલ્મ અને દબાણ કરતાં પણ આ ભાષણ વડે તેમણે એક જ કલાકમાં ઈંગ્લંડના સેંકડો દુશ્મનો ઊભા કર્યા. એ વખતે સરઘસમાં જતાં એક પ્લેટફૉર્મ ઉપર ઊંચા કપાળવાળો, સ્મિત કરતો ને સલામો ઝીલતો એક પુરુષ બેઠેલો જોયો હતો. એણે પાછળથી આયર્લૅંડના સેક્રેટરી ઑવ સ્ટેટ તરીકે 'બ્લડી બાલ્ફર'નું નામ મેળવ્યું હતું.

મેયર સાહેબનાં ભાષણો તૈયાર કરતાં હું ઘણું શીખ્યો હતો. બે વર્ષમાં બેલફાસ્ટની વસતિ એક લાખની થઈ ગઈ અને મારા શેઠ મેયર ડેન 'સર ડેનિયલ ડિક્સન બૅરોનેટ' થયા. મારે માટે થોડું કામ વધ્યું અને થોડી નવી ઓળખાણો પણ થઈ.

શરીરશ્રમમાં હું ઘર અને નોકરી વચ્ચે સાઇકલ ચલાવતો. મેં શરૂઆત તો કરેલી નક્કર ટાયરવાળી ટ્રાઇસિકલથી! એ ત્રણ પૈડાંને સહારે મેં એક વાર ૯૦ માઈલની રખડપટ્ટી કરી, તેમાં મારી નબળી તબિયતે લતાડ ખાધી. માની શિખામણે લીંબુનું ગરમ પાણી પી, આખો રવિવાર પથારીમાં કાઢયો અને મૃત્યુને ઠેલ્યું. વચ્ચે સંગીત શીખવાનો નાદ પણ કરી લીધો. તેથી મારી છાતી સુધરી અને મારો ટૂંકો પડેલો કોટ હવે નાના ભાઈને કામ લાગશે કહી માએ દૂર કરાવ્યો.

બે વરસની સર ડેનિયલની નોકરીના ઘસડબોળાથી કંટાળી હું તે છોડી શિક્ષકના ધંધામાં પડ્યો. શૉર્ટહૅન્ડ અને ટાઈપિંગ એ શાળા-શિક્ષણ વિનાના મારા ગૌરવના વિષયો હતા. મારા જેવી જ ઇચ્છાવાળા એક બીજા મિત્રની સાથે 'કઝિન્સ ઍન્ડ ક્લાર્ક'નું ઇન્સ્ટીટ્યૂટ (એક ઓરડો ને ઓસરી) દરિયો દેખાય એવા જાહેર રસ્તા પર

ખોલ્યું. સાથે સાથે જ 'આઈરિશ ફોનોગ્રાફિક બુલેટિન'નું મેં સંપાદન કરવા માંડ્યું ને તે માટે લીથોગ્રાફી મુદ્રણપદ્ધતિનો પણ મેં પરિચય કર્યો.

અક્ષરશઃ ભાષણ ઉતારનાર તરીકેની મારી શક્તિ સંસ્થાને કામ લાગતાં પત્રકારો સાથે તેથી સંબંધ થતો ને ઘણી વાર મુશ્કેલી વખતે તેમને કલાકોનાં ભાષણો નોંધી આપતો. છતાં પત્રકાર તો થવું જ નહિ એવી મનથી ગાંઠ વાળી હતી.

શૉર્ટહેન્ડના પાકા શિક્ષક થવા માટે સર્ટિફિકેટની પરીક્ષા આપવા મેં લંડન સુધીની મુસાફરી પણ કરી હતી. ત્યાં એક ટોળી સાથે ફોટો પણ લેવડાવ્યો,–કદાચ જાહેરાત માટે ઉપયોગી થાય. ક્રિસ્ટલ પૅલેસમાં એક સર્કસ જોવા ગયો તેમાં આયર્લૅન્ડના 'કૉકની' ઉચ્ચારો કરતો ભાડૂતી ગામડિયો પોકારો કરતો હતો એટલે મને ગુસ્સો ચડી ગયો: 'કોઈ પણ પ્રજા જેવા સારા લોકોની આ બદનક્ષી થાય છે.' એમ બૂમ પાડી, પણ આસપાસના લોકોએ સિસકારા કરી મને બેસાડી દીધો. ઘેર આવ્યા પછી તાર મળ્યો કે હું પાસ થઈ ગયો હતો અને દૈનિક પત્રમાં મારો ફોટો છપાયો હતો.

## કવિતા ક્યાં અને ક્યારે?

બહુબહુ નાનપણમાં મનના ઉછાળા અને દેશભક્તિથી આયર્લૅન્ડને મેં 'ડીઅર એમેરાલ્ડ આઈલ' (પ્યારા નીલમ દ્વીપ) કહી સંબોધેલો. છતાં ઓગણીસ વર્ષ સુધી કાવ્યદેવી હાજર થયાં ન હતાં. નાનપણમાં એક ગોઠિયા સાથે દરિયાકાંઠે એક સગાને ઘેર ગયો હતો, ત્યાં કોઈ સૂત્ર અને મારી સહી લખવાને તેમણે મહેમાન નોંધની ચોપડી ધરી. મારા દોસ્તે લખવામાં ઘણી વાર કરી. મને આશ્ચર્ય થયું અને જાણ્યું કે 'ભાઈ તો કવિ છે.' આથી મારામાં પણ કવિનો

અંશ જાગી ઊઠયો અને લીઝી, બીઝી એવા પ્રાસ-અનુપ્રાસવાળાં છ લીટીઓ લખી કાઢી. એ જોઈ વૃદ્ધ પિતાની જુવાન પુત્રીએ ઇર્ષ્યા કરી. તેને મેં એક કવિતા માટે વચન આપ્યું. કવિતા મોકલી, પણ મેં સંઘરી નહિ: 'ઊડતા વાળ ને ઉત્તેજિત આંખો' પણ તેમાંથી અણુધાર્યું કંઈ બન્યું નહિ.

કવિઓ અને કવિતા વિષે મને કંઈ જ જ્ઞાન નહોતું. કવિતા લખવા એકાંત જોઈએ તેની પણ મને જાણ નહોતી: અમારા શહેરની વચ્ચે એક મફત લાયબ્રેરી હતી. તેના ઉપરના માળે એક ચિત્રાલય શરૂ થયું હતું જેમાં રોબર્ટ બર્ન્સનું તેની શતાબ્દી વખતે જે પૂતળું ખુલ્લું મુકાયું હતું તેની નાની આવૃત્તિ હતી. "પૂતળાની કિંમત કોઈ એ ચૂકવી નથી" એવું મેં જાણ્યું તેથી મને અપાર વ્યથા થઈ.

કવિ બર્ન્સના આટલા સુંદર પૂતળા માટે કલાકારને હજી પૈસા પણ ચૂકવી શકાયા નથી એથી મને વ્યથા થઈ. એ વિષે લોકોની કલ્પના કોઈ ઉશ્કેરી દેશે એવી મેં આશા રાખેલી, પણ કોઈ આગળ ન પડયું એટલે બર્ન્સ અને તેની કવિતા વિષે મેં થોડી લીટીઓ લખી નાખી અને બર્ન્સની પ્રતિમાસમિતિના મંત્રીને મોકલી. બીજે જ દિવસે કોઈ ઊંચો માણસ હાથમાં રેશમી હેટ લઈ મારા શેઠની ઑફિસે પૂછતો આવ્યો કે 'મિ. કઝિન્સ કયાં છે?' મેં મારી ઓળખ આપતાં તે કહે 'જુવાન, તારામાં ખરી પ્રેરણા છે.' ટૂંકામાં મારી એ કવિતા ત્રણે રાજ્યોનાં છાપાંઓમાં એકીસાથે પ્રકટ થઈ, જે દરેક નીચે નોંધ હતી કે 'પૂતળાનું મૂલ્ય હજી ચૂકવાયું નથી.' થોડા જ વખતમાં જોઈતી રકમ ભેગી થઈ ગઈ. સ્કૉટિશ વર્તુલોમાં તો હું 'નવોદિત કવિ' તરીકે સ્વીકારાયો અને મિ. તથા મિસિસ જેમ્સ દીવાર નામના એક સંસ્કારી દંપતીનો અતિથિ પણ બન્યો.

એક વખત પેલી આર્ટ ગૅલેરીમાં મજૂર-સંમેલન ભરાએલું તેમાં

લૉર્ડ મેયરના સેક્રેટરી તરીકે હું ઘણા અગ્રણીઓના સંપર્કમાં આવ્યો. તે પૈકી ઉત્તર-ઇંગ્લૅન્ડ તથા સ્કૉટલૅન્ડનાં છાપાંઓના એક માલિકે મને ગૅલેરીમાંના 'બેન માડીઘન ઉપર મૅક ગિલમોરનો બળવો' નામના એક ચિત્રની સમજણ પૂછી. બેન શબ્દ પરથી મેં અનુમાન કરી કહ્યું કે સ્કૉટલૅન્ડની કોઈ પરાક્રમી જાતિની ટોળીનો એ પ્રસંગ હશે. એણે કહ્યું કે એ નામની કોઈ જ કોમ સ્કૉટલૅન્ડમાં નથી. બીજે દિવસે મેં એ ચિત્રના કલાકારને શોધી કાઢી એ પ્રસંગને લગતું મૂળ પુસ્તક મેળવ્યું તો જણાયું કે ગામની બહાર આવેલી 'કેઈવ હિલ' નામની ટેકરીનું જ નામ બેન માડીઘન હતું અને તેના પર વસતી એક પ્રાચીન જાતિનાં પરાક્રમોની ગાથા એમાં અંકાએલી હતી. પછી તો મેં મારો બધો જ ફાજલ સમય એ ૧૪૦૦ ફૂટ ઊંચી ટેકરી પર અને આસપાસ ગાળવા માંડ્યો. મારી કલ્પનાને તેણે એટલી તો સળગાવી મૂકી કે મેં ૪૦૪ લીટીનું કાવ્ય તે પર લખ્યું. એક વર્ષમાં તો મેં એક નાની ચોપડી થાય એટલી બીજી કવિતાઓ પણ લખી નાખી અને મિત્રોએ ફાળો કરી ઈ. ૧૮૯૪માં તેની એક હજાર નકલ છપાવી. એનું નામ હતું Ben Madhighan & Other Poems. બેલફાસ્ટના વ્યાપારી નગરમાંથી આધુનિક કવિતા પર બહાર પડેલી પહેલી ચોપડી તરીકે એ સત્કાર પામી. આજે એ કાવ્યો જોઉં છું તો પાપીઓને માટે નર્ક અને અધર્મીઓના ઉદ્ધારના પાદરીઓએ ઠસાવેલા વિચારો એમાં જણાય છે. ત્યાર બાદ ખ્રિસ્તી ધર્મના ઇતિહાસની એક ચોપડી વાંચી તેમાંથી જ્યારે જાણ્યું કે નર્કની કલ્પના તો મધ્યયુગનો બુટ્ટો હતી ત્યારે મનને નિરાંત થઈ.

પછી તો 'વિશ્વનો પ્રશ્નો', ઇશ્વરનો વિચાર ક્યાંથી આવ્યો?' વગેરેનું વાચન વધ્યું. હક્ઝલીના સિદ્ધાંતોએ મારા મન ઉપર ચોટ કરી. ડાર્વિન, મૅથ્યુ આર્નોલ્ડ વગેરે લેખકોના વિચારોમાં પાંચ વર્ષ મારું જગત ખીલે બંધાયું. મારી કવિતા ઉપરથી 'બેન માડીઘન વિલા',

'બેન માડીધન કૉલર', 'બેન માડીધનબ્લૂમ', 'બેન માડીધન રોડ,' એવાંએવાં નામો મકાનો, કૉલર, સેન્ટ અને રસ્તાઓને આપવા માંડ્યા. એકંદરે વતનમાં મારો સત્કાર થયો. છતાં મારી મા તો કહેતી કે 'આ કવિતાથી તારો શો શુક્કરવાર વળવાનો?' પણ વેઝલીઅન મેથડિસ્ટ પત્રિકામાં મારી 'ગલ્ફ સ્ટ્રીમ' કવિતા છપાઈ તેના ૧૦ શિલિંગ મેં માને આપ્યા ત્યારે એણે કહ્યું કે 'તારી કવિતામાં કંઈક માલ લાગે છે ખરો!'

## સાહિત્યિક કારકિર્દીનો પ્રારંભ

અમારી 'બેલફાસ્ટ મર્કન્ટાઈલ એકેડેમી'માં કેટલાક વિદ્યાર્થીઓ સાહિત્યરસિક પણ થયા હતા. તેમાંથી એક જણે આવીને ટેબલપર એક 'Homeward Songs by the Way' નામની ચોપડી મૂકી. ડબ્લિનના કોઈ 'AE' સંજ્ઞાવાળા લેખકે તે લખી હતી. તે પરથી મેં જોયું કે આયર્લંડમાં અમર કવિતા જન્મી ચૂકી હતી. એની પાસે મારી કવિતા ક્ષુલ્લક લાગી. એ અજાણ્યા નામની પાછળથી આવતા અવાજમાં નિગૂઢ વિચારો અને અનુભવ હતાં, સુઘડ પદ્ય હતું. અમારા કવિતા-પ્રેમી મંડળમાં અમે આ શુભ સમાચાર ફેલાવી દીધા. તેમાં સ્મિથફીલ્ડ માર્કેટમાં એક હજામ મિત્ર પણ હતો જે ડાન્ટે ગૅબ્રીઅલ રોઝેટીની શૈલીથી પદો લખતો. અમે સાહિત્યપ્રેમીઓનું 'Kit kat' નામનું મંડળ રચ્યું. એ નામની એક ક્લબ લંડનમાં અઢીસો વર્ષ પર ચાલતી હતી તે પરથી એ નામ અમે અપનાવ્યું હતું. મેજર સેમ્યુઅલ કોવન નામનો એક પીઢ ઉમરનો મોભાદાર ગૃહસ્થ અમારો નેતા હતો. તેના સહવાસથી હું ઉચ્ચ વર્ગની સભ્યતા અને રીતભાત શીખ્યો. રૉબર્ટ ક્રોમ્બી નામનો એક બૅંક કલાર્ક હતો, તેણે જુલે વર્નની શૈલીથી એક નવલકથા લખી હતી. વિલિયમ નૉકસ નામનો, નિરીશ્વરવાદ અને સમાજવાદનો એક કાણિયો પ્રચારક હતો. લૂઈ મૅક ક્વીલૅન્ડ, મંડળના મોટા ને નાના

વચ્ચેની કડી રૂપ હતો. નાનાઓ પૈકીના એક જોન જ્સ્ટિન પેન્ડરની માતા સ્ત્રી નવલકથાકાર હતી. ડબ્લ્યુ લૉરેન્સ વળી વ્હિસ્કીનો પ્રવાસી એજન્ટ હતો, પણ શેક્સપીઅરનો અભ્યાસી હતો. આ ક્લબે ' Sung by Six ' ( ૭ જણનાં ગીત ) નામથી ૭ સભ્યોનાં કાવ્યોનો સંગ્રહ બહાર પાડ્યો. લોકોએ તેને વધાવી લીધો; પણ કમનસીબે વિવેચકોએ મારાથી એક વધેરા કરતાં મારી કવિતાનાં વધુ વખાણ કર્યાં, એટલે ક્લબ બાબતમાં તેનો ઉત્સાહ મરી ગયો, ક્લબમાં ભંગાણ પડયું ને અમે જે હોટેલમાં મળતા તેના માલિક હિક્સે અમારાં બિલો નહિ ભરપાઈ થવાથી દાવો કરવાની ધમકી આપી. અંતે Hung by Hicks ( હિક્સે આપેલો ફાંસો ) એ કવિતાથી લુઈએ ક્લબ વધાવી લીધી.

તેને મેં શૉર્ટહૅન્ડ શીખવેલું તે વડે તે પાર્લામેંટમાં બેસતા આઇરિશ મેમ્બર જૉન રેડમંડનો સેક્રેટરી બનીને લંડન ગયો; ત્યાં ઊગતા સાહિત્યકારોના મંડળમાં તે જોડાયો. ને એક પત્રમાં મને લખ્યું કે ગિલ્બર્ટ ચેસ્ટર્ટન નામના જુવાનનાં લખાણો વાંચતો રહેજે, એ ઘણો વધશે. ' (પાછળથી જી. કે. ચેસ્ટરટન નામનો એ ખ્યાતનામ અંગ્રેજ લેખક થયો તે, એચ. જી. વેલ્સ, અને બર્નાર્ડ શૉની ત્રિપુટીએ અંગ્રેજી સાહિત્ય-જગતમાં નામ કાઢયું છે. )

મને હવે ઍકેડેમીના કામથી કંટાળો આવતો હતો; ડબ્લિનનાં સાહિત્ય વર્તુળોના સમાચારો મળતા હતા. ને AE તરફ ખેંચાણ વધતું હતું. પેન્ડરે વળી યીટ્સ તરફ ધ્યાન ખેંચ્યું હતું. ૨૪ વર્ષની ઉંમરે તો એ યીટ્સે ૧૮૮૯માં લંડનમાં ' Wandering of Oisin કાવ્યથી ખ્યાતિ મેળવી હતી. AE બે વર્ષે તેનાથી નાનો. Homeward તેણે ૧૮૯૪માં પ્રસિદ્ધ કર્યું હતું.

ઈ. ૧૮૯૬માં મારી બચત મૂડીમાંથી મેં સારાં લેટર પેપર છપાવી નાખ્યાં અને ' આઇરિશ ટાઇમ્સ 'માં જાહેરખબરો જોઈ અરજીઓ

કરવા માંડી. કોઈપણ રીતે જીવનમાં મોકળાશ મેળવવી હતી. ડબ્લિનમાં નોકરી મેળવવાની કોશિશો આખરે ફળીભૂત થઈ ને કોલસા તથા વહાણવટાની એક પેઢીમાં અઠવાડિયે બે પાઉન્ડની નોકરી મને મળી. માબાપ અને મિત્રોએ સંમતિ આપી, અને ૨૪ વર્ષની વયે ૧૮૯૭-ના મેમાં બેલફાસ્ટ છોડી ડબ્લિન ગયો.

## વિચિત્ર અનુભવ

બેલફાસ્ટ છોડતી વખતે એકેડેમીના પ્રિન્સિપાલને સમજાવી માણસ-ની ગોઠવણ કરીને અમે મિત્રો તરીકે છૂટા પડયા હતા, પણ માનવ-સ્વભાવનો કંઈક જુદો જ અનુભવ થયો. ડબ્લિનમાં હું હજુ ઠરીઠામ થયો નહિ ત્યાં એક વકીલ મારફત પૌં. ૮૯-૪-૩ની ટર્મના છેડા સુધીના બાકી ખર્ચની નોટીસ મળી ! મેં તે પાછી કાઢી એટલે તેનો દાવો મંડાયો. તે બે વર્ષ ચાલ્યો એટલે મારા શેઠિયા કહે કે અહીં કોર્ટમાં વખત ગાળવાનો પગાર નથી આપતા ! વકીલોની ફી ભરતાં યે કેસ ન સુધર્યો અને દસ વર્ષ સુધી પગારમાંથી હપતા ભરવાનું ચોંટયું.

ડબ્લિનમાં રહેવાનું એક વેઝલિયન પાદરીના ઘરમાં મળ્યું હતું, એટલે નામરજી છતાં દર રવિવારે દેવળમાં જવું પડતું. નવું જોવા જાણવાની મારી આકાંક્ષાઓને લીધે તે પણ હું સહી લેતો. એમાંથી ધર્મ વિષે કેટલુંક નવું સંશોધન થતું કે નવી પિછાનો થતી. ત્યાં આઇરિશ સાહિત્યનો અણસારો પણ ન હતો, છતાં અંતરથી આયર્લંડનો આત્મા પ્રકટ કરવા માટે નાટક અને સાહિત્યમાં રસ વધારતો રહ્યો. આયર્લંડની તળ ભૂમિમાં કૅથલિક કે પ્રોટેસ્ટન્ટ એકે ન હતું, પણ પ્રાચીન ડ્રૂઇડ તત્ત્વ હતું તે નિરૂપતી એક કવિતા મેં લખી ને તે 'ડબ્લિન એક્સ્પ્રેસ' પત્રમાં સરસ રૂપમાં પ્રકટ થઈ. એક

વાર હું દેવળમાં ગયો હતો ત્યાં કાળા કેશવાળો ઊંચો યુવાન-પ્રાર્થના વચ્ચે હળવેથી પૂછવા લાગ્યો; 'તમે કોઈ વાર AEને મળ્યાં છો?'

'ના, એને મળવાને તો મેં મારું વતન બેલફાસ્ટ છોડયું છે. એ હેતુ શી રીતે પાર પડે તેનો જ રસ્તો હું શોધ્યા કરું છું.'

'તો પ્રાર્થના પછી તમે મારી સાથે તેને ઘેર આવશો?'

'જરૂર, જરૂર...' હું વધુ બોલી શકયો નહિ. જેની ટચૂકડી કવિતાઓ મારા જીવનમાં મોટી વાત બની ગઈ હતી, જેની ચોપડી ખરીદવાને બેલફાસ્ટમાં મારી ગુંજાયશ ન હતી, તે, મારે માટે માનવ-દેહમાં પુરાએલો અમર નાદ...જેનાં કેટલાયે કાવ્યો મેં મોઢે કર્યાં હતાં અને જેમાં મારી અભિલાષાઓ ને જ્ઞાનનાં મૂળ વિકસ્યાં હતાં—

Our hearts were drunk with Beauty
Our eyes could never see......

'ચક્ષુએ કદી પેખેલું નહિ એવા સૌન્દર્યના પાનથી અમારાં ઉર મસ્ત બન્યાં હતાં'—સૌન્દર્યનું આવું સાચું લક્ષણ એણે એક પદમાં બાંધી લીધું હતું. આત્મદર્શન એ જ સૌન્દર્યદર્શન. સૌન્દર્યનું પરમદર્શન એટલે માત્ર વાસનાઓની જ પરિશુદ્ધિ નહિ, પણ અંતરાત્માની સઘનતા ને પરમાનંદ—Intensification & exaltation of the inner being.

રેથમીન્સ ખાતેના તેના નાના મકાનના બારણે AE એ અમને આવકાર્યા. એ વખતે તેને ત્રીસ વર્ષ થયાં હતાં. ભૂખરા વાળ, ગાઢ દાઢી અને અતિ ઊંચા મજબૂત બાંધાથી તે ઉમર કરતાં પણ મોટા લાગતા હતા. અગાઉ તેમનું વર્ણન મને કોઈએ આપેલું નહિ, એટલે તેમની સૂક્ષ્મવિહારી કવિતાઓ સાથે તેમનો આ ખડતલ બાંધો ને ભારે કદમને વિરોધી લાગ્યાં. પણ તેમનું સુંદર મસ્તક સર્જક મગજને [illegible] સ્થાન લાગ્યું ને આંખોમાં આત્મા ઝબકતો દીઠો. તેમના હાથ

નાજુક શિલ્પકાર્યના દ્યોતક જણાયા ને એમની વાતોમાં મુખ્ય વલણ અગમ્ય અને તત્ત્વમય ભાસ્યું. તાજેતરમાં જ તેમણે માદામ બ્લૅવૅટ્સ્કી અને બંગાળી લેખક મોહિની ચૅટરજીના ગ્રંથો વાંચ્યા હતા. આઈરિશ સાહિત્ય અને નાટકનું સમુત્થાન હજી ભાવિના ગર્ભમાં હતું. એ દિવસથી સતત સોળ વર્ષ સુધી હું AEના ઘરનો મુલાકાતી બની રહ્યો.

ડબ્લિનમાં ધામા નાખ્યા પછી પહેલું કાર્ય મારો વીમો ઉતરાવી લેવાનું હતું, પણ મારી શારીરિક તપાસને અંતે મારી વીમા માટેની લાયકાત પાછી પડી. નાનપણથી જ મને શરદીનો ઉપદ્રવ રહેતો અને સાથે મંદાગ્નિ પણ ખરો. ગળું ખોખરું બની જતું, નાકમાં શ્લેષ્મ રહેતું અને તેના પ્રતાપે, માની સંભાળ તથા ચેતવણીરૂપે મફલર, ઓવરકોટ, છત્રી ને ગરમ પાણીની કોથળી મારાં જીવનસાથી બન્યાં હતાં. પણ મારી એક બીજી બાજુ હતી. જીવન હજુ શરૂ પણ કર્યું નથી ત્યાં જન્મને વૃથા કહેવો અને ગણગણ કરવું મને યોગ્ય લાગતું નહિ. મને ભાન હતું કે મારામાં માનસિક સ્ફૂર્તિનો એક ચોક્કસ પ્રકારનો તણખો છે, કલ્પના અને ઊર્મિના ઉછાળા છે. મને લાગ્યું કે કવિઓ વિરલ અને મહામૂલાં પ્રાણીઓ છે. મેં માનેલા ન્યાયકર્તાઓએ સ્વીકારેલો કવિ જો પોતાનું કાર્ય પૂરું ન કરે તો જગતને ખોટ પડવાની! એટલે વીમા કંપનીની 'ના' માંથી મારો શારીરિક ઉદ્ધાર મને પ્રાપ્ત થયો, ને એ બળાપામાંથી આરોગ્ય પ્રાપ્ત કરવાનો મેં કદર નિરધાર કર્યો. બધી જાતનાં પાંડિત્ય ડોળતા દાક્તરી ને હકીમી ગ્રંથો વાંચી હું કંટાળ્યો. જાતજાતના ઇલાજ-અખતરા પણ કરી ચૂક્યો. આરોગ્યસાધના માટે કંઈ જ:કામ ન લાગ્યું. છતાં અહીંતહીંથી કેટલાક મુદ્દા સમજ્યો. શેકનો કોથળી બારીની બહાર ફેંકી દીધી, છત્રી ખોવાઈ પછી બીજી ખરીદી નહિ, ગલપટો એક મિત્રને ભેટ

કરી દીધો અને ઓવરકોટ વિના જ બહાર નીકળવાનું ચાલુ કર્યું. -આમ, આત્મઘાતના નવા માર્ગ લેવા માંડયા !

આરોગ્ય વિષયક વાચનથી મને સમજાયું કે સ્વસ્થ જીવન માટે ખોરાકની પસંદગી મુદ્દાની બાબત છે, અને માંસાહાર તો તજવો જ જોઈએ. એ જ અરસામાં બેલફાસ્ટના નિરામિષ રેસ્ટોરાંવાળાએ ડબ્લિનમાં શાખા ઉઘાડી એટલે આહારનો પ્રયોગ કરવાની મને સારી તક મળી ગઈ. પહેલા જ દિવસના અનુભવે મારો આખો દહાડો એવો સુખરૂપ બન્યો કે મેં બે, ત્રણ અને છ દિવસ વધાર્યા. પણ રવિવારે મુશ્કેલી પડતી. મારા ગૃહપતિ અને તેનું કુટુંબ ' ઈશ્વરનો આભાર જાહેર કરવા ' તે દિવસે ખાસ માંસનો પ્રસાદ કરતા. પણ હું તેને મૂએલું જનાવર છે એવું સમજતો થઈ ગયો હતો, અને મારી સુધરતી જતી તબિયત, માનસિક સ્ફૂર્તિ, નાબૂદ થતાં જતાં દર્દો વગેરેની ખાતરી થઈ જતાં હું મક્કમ બન્યો. મારાં માબાપ અને વાલીઓ તો હજી એમ જ સમજતાં કે જિંદગીમાં સ્થિર થવાથી એમ બન્યું છે.

શાકાહારી જીવન શરૂ કર્યા પછીના બીજા વર્ષમાં વીમા કંપની પાસે આગલી વાત યાદ કર્યા વિના રજૂ થયો. એક બીજા દાક્તર સાહેબે મને ત્યાં તપાસ્યો અને વીમા માટે મને ફર્સ્ટ ક્લાસનું સર્ટિફિકેટ આપ્યું. પણ કંપનીની લંડનની ઑફિસે મારી આગલી હકીકત શોધી કાઢી, એટલે મારી પાસે અનેક જાતની કસરતો કરાવીને દાક્તરે ફરી વાર નવું પ્રમાણપત્ર રજૂ કર્યું અને મંજૂર કરાવ્યું. સાઠમે વર્ષે વીમાની રકમ મળે એ રીતે મેં વીમો ઉતરાવ્યો,—અને, કહેવાની જરૂર નથી, કે એ રકમ મેં પૂરી વસૂલ કરી, અને સાહિત્યજીવન માટે તે વાપરી !

AEના સમાગમથી મારું માનસ બહુ વિસ્તાર પામ્યું. મેં નિશ્ચય કર્યો કે કોઈનું પણ અનુકરણ ન કરવું. ઠીક કે અહીંક ગમે તેવો પણ હું પોતે જ રહીશ. પછી મને જણાયું કે કવિતાને બીજી કળાઓ સાથે

જુદા જુદા પ્રકારની સાંકળો છે અને તે બધાના પરિબળથી કોઈ પણ કવિના માનસ તથા ઊર્મિતંત્રમાં સંવૃદ્ધિ થાય છે. પણ ડબ્લિનમાં સુંદર સ્થાપત્ય જેવું કંઈ ન હતું-પુરાણું હતું તે બધું સાધારણ હતું. સંગીતમાં આયર્લંડ મૌન હતું. યીટ્સનું નાટક 'લૅન્ડ ઑવ હાર્ટ્સ ડિઝાયર' લંડનમાં ભજવાયું હતું. એક આઇરિશમૅન ઇંગ્લંડની રંગભૂમિને નવો અવતાર આપવા મથતો હતો. તેનું નામ જ્યૉર્જ બર્નાર્ડ શૉ હતું. આમ, આયર્લંડમાં સંગીત અને નાટક ઇંગ્લંડ મારફત પહોંચતાં હતાં.

આખું ડબ્લિન જે જોતું કે સાંભળતું તેનો હું સાક્ષી બન્યો. શહેરનો બુદ્ધિમાન વર્ગ કલાત્મક સમજણમાં સજાગ હતો. મારા જેવા અનેક શ્રોતાઓ અને પ્રેક્ષકો હવે આયર્લંડની ભાવિ સર્જનશક્તિની પૂર્વ તૈયારીના ભણકારા અનુભવી રહ્યા હતા. મારું મિત્રમંડળ વધતું ચાલ્યું. અમે સાથે નાટકો જોતા, સાહિત્યના બનાવોની કાપલીઓ એકઠી કરતા, ટ્રેનમાં કે પગપાળા ડબ્લિનની આસપાસ ફરતા, સૌંદર્ય-ધામો જોવા મંડળીઓ ઊપડતી અને તે વખતે સાહિત્ય તથા કળાની ચર્ચાઓ થતી. એમાંથી, શહેરના મિત્રોની મદદ લઈ Maunsel & Co. Ltd. નામનું પ્રકાશનગૃહ તથા છાપખાનું શરૂ કર્યું અને હું તેનો પહેલો બિનપગારી સેક્રેટરી થયો. ત્યાંથી આયર્લંડના લેખકો અને કવિઓનાં પુસ્તક બહાર પડવા માંડ્યાં અને તેની ખ્યાતિ ધાર્યા કરતાં વધી ગઈ.

ઈ. ૧૮૯૮–૯૯માં યીટ્સ તથા કેટલાકે એવો પ્રસ્તાવ મોકલ્યો કે આયર્લંડમાં ત્રણ વર્ષ માટે દર વર્ષે આઇરિશ ભાવના અને આઇરિશ લેખકનાં નાટકોનું એક નાટ્યસપ્તાહ યોજવું. એ વખતે એટલું જ કરવાનો આયર્લંડની ગુંજાયશ હતી. પણ વધુ કપરું કામ તો એ હતું કે દેશમાં આઇરિશ સાહિત્યભાવના પ્રમાણે કામ આપી શકે તેવું નટવૃંદ ન હતું. છેવટે એક અંગ્રેજ કંપનીએ બે નાટકો હાથમાં લીધાં :

યીટ્સનું ' કાઉન્ટેસ કેથલીન ' અને એડવર્ડ માર્ટિનનું ' ધ હીધરફીલ્ડ. ' આ નાટકોના સમાચાર એક રાષ્ટ્રીય આકર્ષણ બની ગયા.

હવે હું યીટ્સના વધુ પરિચયમાં આવતો ગયો. ' આઇરિશ નૅશનલ થીએટર 'ના પ્રચાર અર્થે એક કમિટી થઈ તેમાં તેણે મારું નામ મૂક્યું. બે એક વર્ષ સુધી તો આઇરિશ નાટકો અંગ્રેજ નટોએ જ ભજવ્યાં. પણ ત્રીજે વર્ષે તો અમે આઇરિશ ચારણી કથાનું વસ્તુ લઈ તળપદી આઇરિશ ભાષા બોલતા આઇરિશ નટો ઊભા કરી નાટક ભજવ્યું. લેખકે પોતે જ તેમાં નાયકનું પાત્ર લીધું અને તે ખૂબ સફળ થયું.

ઈ. ૧૯૦૨માં ' નૅશનલ થીએટર સોસાઈટી 'ને મેં બે નાટકો આપ્યાં : ' The Sleep of the King ' અને ' The Racing Lug. ' આ નાટકોનાં રીહર્સલ ચાલતાં હતાં તેવામાં એક મિત્ર સાથે હું એક દુકાનમાં ગયો. અમે એક ખૂણે નાટકની ચર્ચા કરતા હતા તેમાંથી આયર્લંડના ઉત્તરપ્રદેશના જીવનનું એક પ્રહસન મને સ્ફુર્યું ને લખી નાખ્યું.

આ જ વરસમાં એક નાનાશા હોલમાં મિસિસ ઍની બેસંટનું એક ભાષણ થયું. તેમના જન્મદિવસની તે પહેલી ઑક્ટોબરની તારીખ હતી. તે વખતે તો મેં એ તારીખની નોંધ લીધેલી નહિ, પણ જીવનમાં પાછળથી તે મારા તારીખિયા પર લાલ અક્ષરે કાયમી બની. એ અગાઉ મારાં માબાપ મને અવારનવાર લખતાં કે ઍની બેસંટ નામની બાઈ શેતાનની જાસૂસ છે, અને બ્રાડલો નામના નાસ્તિક સાથે જોડાએલી હોઈ બેવડી ભયંકર છે ! મેં તો નર્કની માન્યતાનો ત્યાગ કર્યો હતો, એટલે તેના અધિનાયક શેતાનની કોણ પરવા કરે ? હું પણ થોડો થોડો નાસ્તિક છું એમ મનમાં સમજતો હતો. ' બાઈબલના કથન ' કરતાં ' સત્ય 'ને જ આગળ ધરવું એટલું વાચનથી મેં નક્કી કર્યું હતું. શ્રીમતી બેસંટનું વ્યાખ્યાન હતું : ' થિયૉસૉફિ અને આયર્લંડ. '

એમાં એમણે સમાધિજ્ઞાન, દૈવી સૂચન વગેરેથી સમજાવ્યું કે એશિયામાં આધ્યાત્મિક જાગૃતિનું નેતા ભારત છે, તે રીતે યુરેપની જાતીય અને સાંસ્કારિક ઉત્ક્રાન્તિનું ગુરુપદ આયર્લૅંડને ભાગે આવવાનું છે.

મિસિસ બેસંટ એ વખતે પંચાવન વર્ષનાં, બાંધી દડીનાં, સફેદ કેશવાળાં પ્રસન્નગંભીર મેધાવી મુખમુદ્રાવાળાં દેખાયાં. નોંધના જરા પણ આધાર વગર, પૂરા ઘન સ્વરથી, સ્પષ્ટ ઉચ્ચાર અને ભાષા પરના પ્રભુત્વથી તે વ્યાખ્યાન કરતાં. મને પ્રતીતિ થઈ કે થિયૉસૉફી વિષે મેં જે પરચૂરણ પત્રિકાઓથી જ્ઞાન મેળવ્યું હતું તે કરતાં તે ઘણી મહાન છે, અને આયર્લૅંડ પણ મહાન છે. એ એક જ વ્યાખ્યાનથી આટલો પલટો મેળવીને હું તે વિષે વધારે વાંચવા લાગ્યો.

એ જ ખંડમાં, ઈ. ૧૯૦૨ની ૨૮મી ઑક્ટોબરથી ૨ નવેમ્બર સુધી આઇરિશ લિટરરી થીએટરનો નાટયોત્સવ થયો, જેમાં મારું ‘ ધ સ્લીપ ઑવ ધ કિંગ ’ પહેલીવાર રજૂ થયું. એક પણ ભૂલ વગર પાત્રોએ નાટક ભજવ્યું. પુરાણા આઇરિશ સ્વરાલાપે બાળકોએ પરીગાન કર્યું તેની જબ્બર અસર થઈ. તાળીઓના પ્રચંડ નાદો વચ્ચે રંગમંચ ઉપર રજૂ થવાનો મને પહેલી જ વાર અનુભવ થયો. એક મહાન કાર્યમાં મારી નાનીશી સેવા માટે આટલી બધી વધાઈ! એડવર્ડ માર્ટિને નેપથ્ય પાછળ આવી મારી પીઠ થાબડી. યીટ્સે હાથ ઊંચો કરી કહ્યું. ‘ સ્પ્લેન્ડિડ, માઈ બૉય, સ્પ્લેન્ડિડ! સ્વદેશી પાત્રોએ સુંદર પદો સુંદરરીતે ઉચ્ચાર્યાં–આપણી ઇચ્છા હતી એમ જ.’ એ જેમણે સાંભળ્યું તેમને લાગ્યું કે અમે તો માત્ર યીટ્સના કામમાં પૂર્તિ કરનારા છીએ; નહિ કે એ અમારા કામમાં. આઇરિશ ઇતિહાસમાં છાયા લાવનારી તિરાડ, જે હજી પણ પછીનાં વર્ષોમાં વધવાની હતી, તેનો એ ભણકાર હતો!

‘ Lug ’ ( હોડકું ) પાછળથી બેલફાસ્ટમાં ‘ અલ્સ્ટર લિટરરી થીએટરે ’ ભજવ્યું. ૧૯૦૨ના વર્ષમાં તે મારી મોટી સફળતા હતી.

મેં લખેલું પેલું આયર્લૅન્ડનું પ્રહસન ' Sold ' ( વેચી માર્યું ) અને ' The Sword of Dermot ' વગેરે તો ચાલુ હતાં જ. ' ધ યુનાઈટેડ આઇરિશમૅન 'ના નાતાલના અંકમાં તંત્રીએ ખૂબ પાનાં રોકી ' સોલ્ડ ' પ્રસિદ્ધ કર્યું અને તેને આયર્લૅન્ડનું પહેલું સાચું પ્રહસન લેખ્યું.

## જીવનસાથી જડે છે

બેલફાસ્ટમાં એક છોકરી સાથે મારા વિવાહની વાત થઈ હતી એ કંઈક કારણોસર તૂટી ગઈ. મને તેનો જરા ય અફસોસ ન થયો. માનવજાત અને મારી જાતને હું વધુ ઓળખતો થયો હતો. જીવનમાંથી મને જાતીય કરતાં માનસિક અપેક્ષાઓ વધુ રહેતી, અને અંતરથી એવું માનતો કે જે જોઈએ છે તે જરૂર મળી રહેશે; એટલે સમાજ અને કુટુંબની હિલચાલો થાય તે પ્રમાણે ઉતાવળે સગવડિયું લગ્ન કરવાની મેં સંમતિ આપી નહિ. લગ્નના જૂના પાયાનું સંશોધન કર્યા વિના નવા વૈજ્ઞાનિકોએ લગ્નસંસાર ઉપર ધાર્મિક મરામત અને ટેકા ખડા કરી દીધા હતા. આસ્તિક કે નાસ્તિક વિચારકોએ ધર્મનાં તત્ત્વોને વિજ્ઞાનની પૂર્ણતાથી તપાસવા દરકાર કરી નહોતી. મારે જ મારી બુદ્ધિ અને જ્ઞાનનો આધાર લેવાનો હતો.

સ્ત્રી-પરિચયથી થતું પ્રથમ દર્શનનું કુતૂહલ તથા નાવીન્ય, અને ત્યાર પછી નિકટ પરિચયમાં રૂપ અને આકૃતિનાં કામણ કરતાં વધુ ચિરંજીવ તત્ત્વની હું અપેક્ષા રાખતો થયો હતો, અને મારા આ પ્રશ્નોનો પ્રતિશબ્દ પાડનાર ભેજું કે આંખો હજી મેં જોયાં નહોતાં. એવા અરસામાં એ નજરે પડી. ' અરસા 'માં જ કહું, કેમકે, આ પ્રસંગ મારું જીવતર ઘડનારો છે અને આ જ એ પાત્ર છે તે હું ત્યારે જાણતો નહોતો એટલે કોઈ ચોક્કસ તારીખનું મને સ્મરણ રહ્યું નથી. મારી ડાયરી પણ અમુક સૂચક અંદાજો સિવાય બહુ મદદરૂપ નથી થતી. ૧૮૯૯, જુલાઈ ૧૦ની મારી ડાયરીમાં લખ્યું છેઃ ' ૨ શિલિંગ ૭ પેન્સનાં ગુલાબ મિસ જિલેસ્પી માટે. ' તે પછી ૭મી નવેમ્બરે

લખ્યું છે: ' જી. જી.ની વર્ષગાંઠ. ' ડાયરીના અંદાજ પરથી લાગે છે કે ગુલાબની વાત પહેલાં ભાવિની નૌકાએ એ સુંદરીને ખેંચી આણી હતી. અને ચાર માસમાં તો વિવેકનાં નામો છોડી ઘરગથ્થુ સંબોધનો સુધી પ્રગતિ થઈ ગઈ.

એ જ અરસામાં વેઝલિયન મેથડિસ્ટ ચર્ચની એક પરિષદ પ્રસંગે કેટલાક પ્રસિદ્ધ વક્તાઓનાં ભાષણ સાંભળવા હું ગએલો, ત્યાં 'ગુલાબ'-વાળી આ સુંદરી ઉપરની ગૅલેરીમાં હતી અને હું નીચે હતો. સભા પૂરી થવાની હતી તે વખતે ભાવિનાં પ્રેર્યાં અમારી આંખો મળી અને માથું હલાવી મારાથી સૂચવાઈ ગયું કે ' આપણો રસ્તો એક જ છે; એટલે તું એકલી હો તો સાથે જઈશું. ' નેલ્સન સ્તંભ આગળથી અમે ટ્રામમાં ચડ્યાં. ૨૦ વર્ષની જાજરમાન અને બુદ્ધિશાળી તરુણી અને ૨૫ વર્ષનો જુવાન (હું); એ સુંદર પિકચર-હૅટ અને ગ્રીષ્મ-ફ્રોકમાં, હું ખીલતો કવિ. બસ, એ મુસાફરી સુંદર બની ગઈ. છતાં પ્રેમમાં પડી જવાની મેં ઉતાવળ કે ઇંતેજારી રાખી નહોતી. મારે ગિરિ-આરોહણ કરવા કરતાં પહેલાં બધી ખીણો અને ચઢાણનાં માપ લેવાં હતાં.

' મિસ જિલેસ્પી 'થી ' જી. જી. ' થતાં સુધીનો અભ્યાસ કરતાં કરતાં સાંજના સમયે સાથે જોએલાં શેક્સપીઅર અને વૅગનરનાં નાટચો તથા સંગીતથી મારો સંસ્કાર-વિકાસ પણ સાથોસાથ થતો જતો હતો. મારો પ્રેમપ્રવાસ ૧ લી જુલાઈ ૧૯૦૦ને દિવસે ચોક્કસ તબક્કે પહોંચી ગયો. વખતોવખત તેને તેના મુકામ સુધી પહોંચાડવા જવાનો મારો અધિકાર હવે વધ્યો હતો, સાથોસાથ છૂટાં પડતી વખતે ઉમળકાભર્યું હસ્તધૂનન પણ થતું. જુલાઈ ૧લી પર ખાસ ભાર એટલા માટે મૂક્યો કે એ તારીખનું ખાસ મહત્ત્વ હતું, કેમકે બીજે દિવસે તો તે રજાઓ ગુજારવા તેના વતન બૉઈલ તરફ જવાની હતી. વરસાદના ઝાપટાથી બચાવવા મારી છત્રી નીચે હું તેને તેના દરવાજે

પહોંચાડવા ગયો. ત્યાં ઊભા રહી તેણે પૂછ્યું કે મારાં માબાપને આ બાબત શું કહું ? મેં પણ કહેવા જેવું કહી દીધું. એના જવાબમાં તેણે કહ્યું 'તમે ચુંબનના અધિકારી છો.' એ પછી તે ગઈ, વાત પહોંચાડી, અને ફરી આવી ગઈ.

એ પછીની ૧લી સપ્ટેમ્બરની રોજનીશીમાં 'જી. જી. માટે વીંટી'-ની નોંધ છે. શિખરની લગોલગ હવે હું પહોંચી ગયો હતો. તેનો એક પ્રથમાક્ષર હવે ઊડી ગયો, માત્ર 'ગ્રેટા' માટે 'G' રહ્યો; અને હીરાજડિત સોનાની વીંટી પર કોતરાએલા એ G અક્ષરે દુનિયાને જાહેર કર્યું કે તેણે જીવનસાથી શોધી લીધો હતો !

હવે એની બાહ્ય ક્રિયા ને વચનોમાંથી હું જે કાંઈ જાણવા મથતો તે તે બધાંમાંથી મારામાં વસેલી 'તે'નો જ પ્રતિધ્વનિ ઊઠતો. મારામાં એક પ્રકારની નારીસુલભ ગ્રહણશક્તિ અને સર્જકતા હતી; તેનામાં પુરુષયોગ્ય હિમત અને આગળપડતાપણું હતું. અમારા ઘણા ગુણો સામસામા જમા ઉધાર થતા હતા. મારી નોકરીની રોજિંદી કામગીરીમાં પૈસાની લેવડદેવડના કામકાજ દરમ્યાન વ્યાપારમાં ચાલતા અપ્રામાણિક-પણાથી મારો જીવ અકળાઈ ઊઠયો અને તક મળે ત્યારે આ ધંધો છોડી શિક્ષણના ક્ષેત્રમાં પડવાનો નિરધાર કર્યો. આ દરમ્યાન તે સંગીતના અભ્યાસ તથા શિક્ષણમાં વ્યસ્ત હતી ને સંગીતની છેલ્લી ડિગ્રી મેળવવા પર તેનું નિશાન હતું. એ સંગીતજ્ઞ હતી ને હું જે કવિ (તથા બીજે નંબરે નાટ્યલેખક) હતો તેની કવિતાનો રસ પીવા લાગી; જ્યારે તેના શ્વાસ-પ્રાણસમું સંગીત મને સ્પર્શી ગયું. પ્રકૃતિના વિસ્તાર અને મર્યાદામાં ખેલતાં સાદાં બળો અને અગણિત પ્રકારોમાં પ્રકટી રહેલાં અનેક રહસ્યો તેમ જ સૌંદર્યદર્શનોમાં અમને અખૂટ આનંદ પ્રાપ્ત થતો.

૧૯૦૩ની ૯મી એપ્રિલને મળસ્કે ત્રીસેક વર્ષનો ગંભીર વદનનો

એક આદમી ડબ્લિનના રસ્તાપર ઘોડાગાડીમાં પોતાના ખોળામાં એક મોટું ઘડિયાળ કાળજીપૂર્વક ટેરવતો, વળાંક વખતે ઝટકા ખાતો, પસાર થયો. એક મિત્રે છેલ્લી ઘડીએ હાથમાં ઠસાવેલી એ ભેટ બતાવવા લઈ જનારો તે હું પોતે જ, મિસ જિલેસ્પી અને તેની માતા અરધો ડઝન કુટુંબીઓ સાથે જે હોટેલમાં ઊતર્યાં હતાં ત્યાં જઈ રહ્યો હતો. કન્યા-રાણી ચર્ચના મંડપમાં આવી પહોંચી. તેના બેનો-ભાઈઓ પણ હાજર થઈ ગયાં. રેવરંડ બૅલાર્ડ જરા કવિ પણ ખરા. તેમણે લગ્નક્રિયા કરાવી.

લગ્નની મિજબાનીની વાનીઓમાં રહેંસી નાખેલાં જાનવરોના મસાલાથી બનાવેલી મિઠાઈઓ પીરસાવા માંડી ત્યારે નવાં બનેલાં મિસિસ કઝિન્સે ધીમેથી પણ અંતિમ નિશ્ચયથી માબાપ, સગાંઓ ને મહેમાનોની સમક્ષ પ્રતિજ્ઞા જાહેર કરી કે પોતે પોતાના પતિની જેમ તે વખતથી જ શાકાહારી થયાં છે. એમ કરવાનું મેં તેને કહ્યું તો નહોતું જ, પણ સૂચન સુધ્ધાં કર્યું નહોતું. અમારા પરસ્પરના સંબંધમાં મેં તેને પૂરેપૂરી સ્વતંત્ર રહેવા દેવાની ખાતરી આપી હતી અને તેની તરફથી કોઈપણ પ્રકારનું અનુકૂળ વલણ જોવાની મેં આશા રાખી નહોતી.

મારી તો દૃઢ શ્રદ્ધા હતી કે એવા નિર્બંધ વ્યવહારમાં જ ચારિત્ર્યની સંવૃદ્ધિ, કાર્યમાં ઔદાર્ય, તત્ત્વતઃ પૂર્ણતા અને સુખશાંતિનો સહજ ફળ-પરિપાક આપતી આત્મા અને હૃદયની એકતા સંભવી શકે. એના સ્વચ્છ માનસમાં અને રસિક સ્વભાવમાં આત્માની ભવ્યતા, આદર્શ-પરાયણતા તથા નિઃસ્વાર્થ સેવાવૃત્તિ હું જોઈ શક્યો હતો. અને મેં નિશ્ચય કર્યો હતો કે મારું લગ્ન મારા પક્ષેથી એક જાતીય અનિવાર્યતા કે આત્મપરિતૃપ્તિનું કારણ ન બનો, પણ એક ઉચ્ચ પ્રકારનો અધિ-કાર અને દૈવી જવાબદારી નીવડો. અમારા ભૌતિક જીવનને પરિશુદ્ધ રાખવા માટેના મારા કાર્યમાં તેણે જે સ્વેચ્છાનિશ્ચય બતાવ્યો તે જ

મારા મનથી તો, અમારા દુનિયાદારી રૂઢિથી થએલા લગ્ન કરતાં વધુ પ્રગાઢ અને દૃઢબંધ હતો.

આ લગ્ન વિષે મિસિસ કઝિન્સે પણ બહુ સૂચક અને સુંદર સ્મૃતિઓ લખી છે : ' ડબ્લિનમાં ચાર વર્ષ સુધી હું બોર્ડિંગસ્કૂલમાં હતી ત્યારે ઓગણીસ વર્ષની ઊછળતી યુવાનીવાળી કોઈપણ કન્યાની જેમ મને પણ તરુણો ગમતા. મોટી આધેડ અપરિણીતાનું કેવું કરુણ સ્મિત હોય છે તે હું સમજતી, અને હું સંભાવું તથા પ્રેમ કરું એવા નરની સાથે લગ્ન કરી જીવનમૈત્રીનો આનંદ લેવા ઇચ્છા રાખતી હતી. અને એવા પુરુષનો મેં ખ્યાલ પણ કરી રાખ્યો હતો. તે ઊંચો, શામળો અને સુંદર રણકતા અવાજવાળો કોઈ પ્રોફેસર હોય એમ ઇચ્છતી. પણ એનો સાક્ષાત્ મેળાપ થયો ત્યારે તો મધ્યમ બાંધાનો, ગોરો અને વેપારી પેઢીનો ગુમાસ્તો નીકળ્યો ! વળી તે તો આયર્લંડના ઉત્તરી ઉચ્ચારો કરતો, જેની અમને દક્ષિણના પ્રાંતના લોકોને નફરત હતી.

પ્રેમમાં હું પડી ન હતી, મારે ઘસડાવું પડ્યું હતું. ઘણી વાર મને મનમાં થતું કે પરિચયના પહેલા જ વર્ષ દરમ્યાન મને એના માટે આટલો અણગમો શાથી હતો ? એણે મારી આગળ લગ્નની દરખાસ્ત મૂકી ને આખી રાત નિરાશાની મારી હું રડી હતી. પણ સાથેસાથે હું જાણતી હતી કે તે ભલો, ચતુર અને ઉચ્ચ આદર્શથી ભર્યોભર્યો હતો. વળી હું નમ્ર અને દુનિયાદારી શાણપણવાળી પણ હતી. મારે હજી બીજી ત્રણ નાની સુંદર બહેનો હોઈ ને આ મારે માટે પરણવાની એક જ તક હતી, જે વગર વિચારે હડસેલી દેવી ન જોઈએ. તે કવિ હતો ને કવિતાનો રસિયો હતો, એટલે ભવિષ્યમાં પ્રોફેસર થાય પણ ખરો. મેં અજમાયશ આપવાનો નિશ્ચય કર્યો. અમે એક મિત્રને ઘેર મળતાં. તેનાં કાવ્યોથી, પછી તેનાં નાટકોથી તથા સુંદર ચીજો માટેના પ્રેમથી મને તેનામાં રસ જાગ્રત થયો. છ મહિના મેં તેની સોબતમાં પરાણે કાઢ્યા, એમ ગણીને કે તે દરમ્યાન હું તેને સાચો પ્રીછી શકું. પણ ત્યાં

તો ગામમાં અમારી વાતો થવા લાગી, એટલે તત્કાલ પૂરતી મેં વેવિશાળની હા પાડી; તે સાથે ગમે ત્યારે તોડી નાખવાની શરત પણ કરી. સદ્‌ભાગ્યે અમારી પાસે કોઈ સંપત નહોતી અને મારે સંગીતની સ્નાતિકા થવું આવશ્યક હતું, એટલે લગ્નની લાલચ કે ઉતાવળ અમારે નહોતી. અંતે ઈ. ૧૯૦૦ પછીનાં ત્રણે વર્ષે હું પૂર્ણપણે અર્પિત થઈ.

એ દિવસો યાદ આવે છે. અમારી દુનિયા કેટલી સાદી અને ગામડી હતી અને અમે ભુવાની પણ કેવી માણતાં હતાં! મોટર, વીજળિક ટ્રામ, એરોપ્લેન વગેરે તો માત્ર સાંભળવાની કે નવીન વાતો હતી. સિનેમા, રેડિયો, વીજળીબત્તી હતાં જ નહિ. ગૅસથી બધું કામ ચાલતું. નારી-સ્વાતંત્ર્ય, કામદારોની ગરીબી કે બાળ-સંરક્ષણની કોઈ યોજનાઓ નહોતી. ઉનાળામાં દર રવિવારે ડબ્લિનની ઉત્તર કે દક્ષિણ બાજુના સમુદ્રકિનારે સાંજના ચક્કર મારી આવતાં. શિયાળામાં વનસ્પતિ-ઉદ્યાનો, મ્યૂઝિયમ કે રાષ્ટ્રીય ચિત્રાલયમાં ને કદી વ્યાખ્યાનો કે સંગીત-સમારંભોમાં જતાં. દર શુક્રવારે સાંજે મારા સંગીતના ટ્યૂશનમાંથી પાછા વળવાના સમયે મારો કવિ હાથમાં ચુનંદાં ફૂલોનું ઝૂમખું લઈને મારી રાહ જોતો ઊભો રહેતો. આમ અમે સફરનું સખ્ય આરંભ્યું, અને સાથે પ્રગતિ કરવા માંડી: એણે સાહિત્યમાં, મેં સંગીતમાં, અને અમે બંનેએ સહકારકલામાં. મારા સાથી મને એક વાર શ્રીમતી ઍની બેસન્ટના ભાષણમાં લઈ ગયા હતા, પણ મારા મન પર તેમના વિચારોની કે આકૃતિની છાપ પડી નહોતી.

પેડ્રેવસ્કીનું પહેલું સંગીતગાન મેં ડબ્લિનમાં સાંભળ્યું ત્યારે હું સાતમે સ્વર્ગે પહોંચી ગઈ એમ લાગ્યું હતું. એમાંથી મને સ્વરાભાસની નવી દુનિયા જડી. ૧૯૦૨માં મને આયર્લૅન્ડની રૉયલ યુનિવર્સિટી ઑવ મ્યૂઝિકની સ્નાતિકાની પદવી મળી તેના સમારંભમાં વતનમાંથી મારાં માબાપ પણ આવેલાં. લગ્ન પહેલાંના મારા ૭ માસ કસોટીના હતા. ડબ્લિન છોડી હું ઘેર ગઈ અને હવે મારે કુટુંબની હૂંફમાં રાંધવાનું,

ઘરકામ તથા વહીવટ શીખવાનાં હતાં. ત્યાંના ગૃહસંસારમાં તો બાળકોના ઉપરાઉપરી જન્મ, માબાપની એકબીજા ઉપર સરસાઈ અને હેત, સંગીત અને કલાની અભિરુચિ, અને અંધધર્મશ્રદ્ધા, એ બધાનો શંભુમેળો હતો. લગ્ન બધે લૉટરીની ટિકિટ જેવાં લાગતાં; કેટલાંય ફોગટ નીકળતાં. મારા વૈવિશાળનાં ત્રણ વર્ષોનો અરધો વખત તો નસીબે મને ચૂંટી આપેલા આદમીમાં સંતોષ લેવાનું શીખતાં લાગ્યાં, અને બાકીનો અરધો સમય, મને મળેલા ખરા યોગ્ય નર વિષે જ્ઞાન, સંમાન અને અનુરાગ તેમ જ પ્યાર કેળવતાં થયાં.

છતાં મારામાં લગ્નેચ્છુ તરુણીઓની પ્રેમઘેલછા આવી ન હતી. એવામાં મારી માની એક સખીએ મને પૂછ્યું કે 'ગ્રેટા, તારા ઘરમાં આટલાં બધાં બાળકો જોઈને તને આગામી લગ્નનો ડર નથી લાગતો ?' અને ખરેખર, મને ડર ન હતો. જો કે ભાવિની અનિશ્ચિતતાનું મને પૂરું ભાન હતું, ને વૈવિશાળના દિવસો દરમ્યાન એ ભાવિ પરના નિયમન વિષે મેં અણસારો પણ કરેલો. ત્યારે જિમે મને સ્પષ્ટ વચન આપેલું કે સંતતિની બાબત તારી સંપૂર્ણ સ્વેચ્છા પર છોડી દેવામાં આવશે. અને મેં તે માની લીધેલું, કેમ કે મને તેનાં જ્ઞાન, સંકલ્પબળ ને પ્રામાણિકતામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. આથી ઉપર્યુક્ત પ્રશ્નથી હું લેશમાત્ર સંક્ષુબ્ધ થઈ ન હતી.

ઉપર કહ્યું તેમ વૈવિશાળના લાંબા ગાળાએ અમને પરસ્પરને સમજવાની પૂરી તક આપી. મિ. કઝિન્સ વિષે પહેલી અણગમતી બાબત તો એ હતી કે તે શાકાહારનું ભૂત પકડી બેઠા હતા. પણ તેમણે કદી તે વિષે ઇશારો કે ઉપદેશ કર્યો નહોતો. તે મચ્છી, માંસ કે પક્ષીનાં ખાદ્યોને અડતા જ નહિ. શાકો, ફળો, મેવા એવી ચીજોથી ચલાવી લેતા. શાકાહારી રેસ્ટોરાં શરૂ થયાં હતાં, પણ મને તે વિષે વિચાર આવતો નહિ. એવામાં મારી સંગીતની પરીક્ષા આડે ૭ માસ બાકી

હતા ત્યારે સ્ફુરણા થઈ કે શરીર ટકાવવાને નાનાં કે મોટાં પ્રાણીઓ-ની મારે માટે કતલ થાય, તેનું માંસ મારા ખોરાક માટે રંધાય, એ આવશ્યક છે જ નહિ. તો પછી આવી ક્રૂરતા અને દુષ્ટતાના ભાગીદાર બનવું તે ખૂન કર્યા બરાબર છે. હવે પછી હું જ્યારે મારા ખાનપાનમાં સ્વાધીન બનીશ ત્યારે હું શાકાહારી જ થઈશ. આ સંકલ્પ મારી આંતરિક ઉચ્ચ ભૂમિકામાંથી, આધ્યાત્મિક શક્તિમાંથી જન્મ્યો હતો અને તેમાંથી હું કદી ચલિત થઈ ન હતી. આ વાત મેં ' જિમ '-ને કહી. તેની પાછળની નિષ્ઠા અને કારણ જાણી તેને બહુ જ આનંદ થયો. જેમ અમારા જાતીય સંબંધો વિષે તેનાં વચનોમાં મને શ્રદ્ધા હતી તે જ રીતે તેણે મારા આ ખાનપાનવિષયક વિચારોમાં શ્રદ્ધા બતાવી, ને સમજુ બાળકોની જેમ અમે અરસપરસ અંદરથી ખૂબ જ સુખ અનુભવ્યું. "

આમ ડૉ. કઝિન્સ લખે છે, નાટક અને સંગીતથી અમારા સહજીવનનો પ્રારંભ થયો. અમારે ત્યાં હજી તળપદું એકકે નાટક ભજવાયું નહોતું, તેથી નૅશનલ લિટરરી સોસાએટીએ મારું ' Sword of Dermot ' ભજવવાનું ઠરાવ્યું અને તેની ભજવણી સંભાળવાનું મને સોંપાયું. ઘણાં તરુણો એ કામમાં આકર્ષાયાં હતાં. એ બધાંને વખતસર હાજર રાખવાં, મનાવવાં, સંભાળવાનું કઠણ કામ પાર પાડી નાટક પહેલી વાર ભરચક પ્રેક્ષકાગારમાં પાર ઉતાર્યું. પણ ધીરેધીરે મતભેદો અને ફાંટાઓ થવા માંડ્યા. અને ખટરાગોને કારણે આયર્લંડના નાટકકાર તરીકેની મારી કારકિર્દી પર પડદો પડ્યો.

એક દિવસ અંદરની અજ્ઞાત લાગણીને વશ થઈ આ મનો-મૂંઝવણ-કલ્પના અને સર્જનકાર્યને રૂંધતી નિરાશાથી મુક્ત થવા મેં જુદેજુદે ૧૮ ઠેકાણે નોકરીની તપાસ કરી. તેમાં બે જ તરફથી જવાબ મળ્યા. એકમાં સાફ ના હતી; બીજામાં શહેરની એકમેવ હાઈસ્કૂલના હેડમાસ્તર તરફથી મળી જવા માટે નિમંત્રણ હતું. કોઈ

નવલકથામાં વર્ણવ્યું હોય એવું એ પાત્ર હતું. તે ઊંચો, પડછંદ, ટાલિયો, દાઢીવાળો તથા ચીડિયા સ્વભાવનો અને કડી નજર, લાંબા ઝભ્ભા તથા ચશ્માંવાળો અને અડગ તેમ જ સર્વશક્તિમાન લાગ્યો. ટેબલ પર ટપાલ રાખવા માટે તેણે પોતાની આગળ યુનિવર્સિટીની ટોપી જ મૂકી હતી અને સત્તાની નિશાની રૂપ સોટી પાસે રાખી હતી ! કેળવણીના તંત્ર માટે મેં ધારેલા પાત્ર કરતાં સાવ ઊલટું જ પાત્ર નીરખવાનો પ્રસંગ મને મળ્યો. છતાં દસ જ મિનિટમાં મેં ત્યાં આસિસ્ટંટ માસ્તરની નોકરી નક્કી કરી, અને ૧૯૦૫ની ૨૧મી ઑગસ્ટે તાળાકૂંચીવાળા ટેબલ આગળ હું ઊભો રહ્યો ત્યારે બસ્સો જોડી આંખો પ્રાર્થના કરતાં કરતાં દેવને બદલે આ નવા શિક્ષકને નિહાળી રહી.

મારી કવિતાઓની પ્રસિદ્ધિએ જે નામના મને અપાવી હતી તેના બળે જ, કોઈ ઉચ્ચ સંસ્થાનાં પ્રમાણપત્રો કે લાંબા અનુભવ વિના મને આ હાઈસ્કૂલમાં જગ્યા મળી ગઈ હતી. કેટકેટલા સારા ઘરના વિદ્યાર્થીઓ મારી પાસે ભણતા હતા ! શાળાના ખુદ હેડમાસ્તરના બે છોકરા પણ તેમાં હતા. એમને ખબર પડી કે હું અવનવા વિચારો ધરાવતો આદમી છું અને અજબ વાતોમાં રસ લઈ શકું છું. એટલે એક વાર અમારા વિચિત્ર ખાણાનો લાભ લેવા જાતે નોતરું માગીને આવ્યા અને આહાર ઉપર પુષ્કળ ચર્ચા કરી. પરિણામે આફત એ થઈ કે મા, દીકરી અને દીકરાઓ ( પિતા માત્ર બાદ ) શાકાહારી બની ગયાં !

એક વાર એક શાળાનિરીક્ષક ઇન્સ્પેક્ટર આવી ચડ્યો. તે વખતે વિદ્યાર્થીઓ ઉત્તર આયર્લૅંડનો ભૂસ્વરૂપ નકશો બનાવી રહ્યા હતા. એ જોતાંવેંત ભૂગોળનું શિક્ષણ તો આ રીતે જ અપાવું જોઈએ એવો તેનો મત થઈ ગયો. અમે ઘરનો એક નમૂનો બનાવ્યો, તેમાં છોકરાઓને કૂતરાનું ઘર બનાવવામાં ખૂબ રસ પડ્યો. હવાના પ્રવાહો જોવાનાં હાથબનાવટનાં ચકરડાં સ્કૂલને છાપરે મુકાયાં. છોકરાઓને

બૅરોમીટર અને થર્મોમીટર બનાવતાં આવડી ગયું. રોજ ચંદ્ર પંદર મિનિટ મોડો ઊગે છે તે સમજાવતી આકૃતિઓ હવે તેઓ દોરી શકતા. પૃથ્વીની ધરી કેમ ફરે છે તે સમજાવવા પૂંઠા પર દોરીથી ફરતાં સાધનો બનાવ્યાં ને ફાનસના પ્રકાશથી છતો ઉપર ઉપગ્રહોનાં ચિત્રો દ્વારા કોઈએ જોઈ ન હોય તેવી રાત્રિ બતાવી. એક વર્ષમાં આ વિષયમાં મેં એટલું સાહિત્ય તૈયાર કર્યું કે કવિકિર્તી પામેલાને મૉનસેલ કંપનીએ આઇરિશ માધ્યમિક શાળાઓ માટે ‘ આધુનિક ભૂગોળ ’ નામની ચોપડીના પ્રથમ કર્તા તરીકે જાહેર કર્યો.

એક વાર બહુ ઊંચા દરજ્જાના કેળવણી-અધિકારી છાનામાના મારા વર્ગમાં આવીને પાછળને બાંકડે બેસી ગયા. એમણે ભીંતો અવલોકી. ત્યાં અમે તે દિવસના હવામાનના આંકડા લખ્યા હતા. પછી જ્યારે સૌ છોકરા વિખેરાઈ ગયા તે પછી તેમણે મને વાત કરી કે ઑક્સફર્ડથી મિ. હર્બર્ટસન રજાના પંદર દિવસ દરમ્યાન ભૂગોળ-શિક્ષકોને અભ્યાસ કરાવવા રોયલ કૉલેજ ઑવ સાયન્સમાં આવનાર છે તેના ડેમૉન્સ્ટ્રેટર તરીકે મારી નિમણૂક કરવા તે આવ્યા હતા. મારાં જેવાંતેવાં સાધનો લઈ હું ત્યાં હાજર થઈ ગયો. મેં જોયું કે તે ભૂગોળના પાઠ નહોતા આપતા પણ તેનું સંશોધન કરતા હતા. એમની આંખમાં અજબ આશ્ચર્યો ચમકતાં. અરધો અભ્યાસ પૂરો થયા પછી તેમણે મને ઑક્સફર્ડ યુનિવર્સિટી માટે આયર્લંડની ભૂગોળ લખવા કહ્યું : પણ તે કામ શરૂ કરું તે પહેલાં ભવિષ્ય મારી જ ભૂગોળ ફેરવી નાખવાનું હતું !

## ભારતપ્રયાણની ભૂમિકા

આ લોક અને પરલોક જેવા બે પ્રદેશો માનતા સંસારમાં હું ઊછર્યો હતો, પણ ઘણી વાર એના મૂળ કે ખરાપણા વિષેની મારી નાનપણની ખણખોદમાં તે નક્કર વાસ્તવિકપણાના ભુક્કા ઊડી જતા. મારી પ્રોટેસ્ટંટ દુનિયામાં કૅથલિક જગતનો કોઈ મેળ નહોતો. સાયન્સ

વળી એક તંદુરસ્ત નીનિમય જગતની વાત કરતું હતું અને બીજી તરફ શ્રમજગતની લાલ આંખ ફાંદવાળા ધનિક જગત પર ડોળા ફાડી રહી હતી. પણ એક વાત નક્કી હતી કે આ જગત ખરેખર હતું અને તમે જરા પણ પગ ચૂક્યા એટલે દુનિયાદારીનાં મેલાં જાળાં તમને ખેંચી તમારી મરજી વગર બીજી દુનિયા બતાવી દેવાનાં જ.

આ પરલોક અથવા ઇતરલોક એટલે બાજુમાં જ ઊઘડતું કોઈ દ્વાર, કે બીજી કોઈ ક્ષણ, એવો પ્રશ્ન થતો, મારા મનને ખૂણેથી જવાબ મળતો કે આ જગત જરૂર ક્યાંથી ઉદ્‌ભવ્યું છે અને કોઈ દિશામાં જઈ રહ્યું છે. અન્ય જગત કે પરલોક તેની અંદર સાથે સમાએલું છે અને ગમે તે વખતે ગમે ત્યાં એક જ સાથે તમે પ્રાપ્ત કરી શકો એમ છો.

જ્ઞાનની શક્તિઓથી એના ભેદ પ્રાપ્ત કરી શકાશે એમ ધારી મેં અનેક પંથો, વાદો અને સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો. ઇતિહાસ અને તવારીખો કહે છે તેમ મૃત્યુ પામ્યા તે બધા ખરેખરો વિનાશ પામ્યા ? કે જેમ બીજા પ્રમાણો અને તર્કથી પુનરાગમન કે અવતારની ખાતરી ધરાવે છે તેવું કંઈ બને છે ? થિયૉસૉફીના લેખોમાં મેં કંઈક પ્રકાશનાં કિરણો જોયાં. પણ પ્રકાશ ઘણો દૂર હતો; અનેક સિદ્ધાંતોનાં ચક્રો, અને સ્થાનો તથા વ્યક્તિઓના વાદમાં તે પ્રચંડ અંતરાયો, સૃષ્ટિઓ, બંધનો, જાતિઓ, લોકો અને પૂર્વજન્મોથી ભરચક બની રહ્યો હતો.

થિયૉસૉફીને તેના પહેલા સિદ્ધાંત વિશ્વબંધુત્વ ખાતર મેં સ્વીકારી; કારણ કે માનવમાત્રના સંબંધ માટે એ કુદરતી નિયમ છે. બીજું કારણ એ છે કે જીવમાત્રમાં વસી રહેલા ચૈતન્યના એકબીજા સાથે સંકળાએલા આવિર્ભાવો છે, તેનો ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન દ્વારા પરસ્પરનો સંબંધ સમજવાની સાચી પદ્ધતિ મળે છે. જો કે તેમાં કળાઓ-

ની સર્જક અભિવ્યક્તિનો ખાસ સમાવેશ નહોતો. ત્રીજું કારણ માણસની પોતાની શક્તિઓને સાધારણ કરતાં વિશેષ પ્રકારે વિકસાવવાને કુદરતના ઊંડા નિયમો સમજવાનો મનગમતો અભ્યાસ પણ મળ્યો. AE આ બાબતમાં આગળ હતા અને ડબ્લિનનો પહેલો થિયોસોફિકલ આશ્રમ સ્થાપનાર હતા. પણ નોકરી, નાટક, સાહિત્યોદ્ધાર વગેરે રોકાણોથી હું તેમના સહવાસનો પૂરો લાભ લઈ શક્યો નહોતો. હું તો વળી દારૂ-તમાકુના સંપૂર્ણ ત્યાગ અને રક્તપાત વિનાના આહાર જેવાં બાહ્ય સાધનો પર નિર્ભર રહી મારી શારીરિક અને તંતુગ્રંથિઓને સુધારી રહ્યો હતો. આવા માનસિક વલણ દરમ્યાન સ્ત્રીપુરુષ તરીકેના પૂર્ણ જીવન વિષે અને વ્યક્તિગત તેમ જ સામાજિક બંધનો વિષે પ્રસંગ આવ્યો ત્યારે મેં અને મારી પત્નીએ નિશ્ચય કર્યો કે બીજાઓ કરતાં આપણું સહજીવન જુદા જ પ્રકારનું, એક નવા સાહસ રૂપે ઉત્તેજક અને શિસ્તપ્રદાતા થવું ઘટે, અને અમારે તેમાંથી જન્મ, જીવન અને મૃત્યુના ભેદોની ચાવી શોધવી.

## નવા અનુભવો

એક વાર ચોપાનિયાંની એક દુકાન પર 'મૉડર્ન ઍસ્ટ્રોલૉજી' (હાલનું જ્યોતિષ) નામનું ચોપાનિયું જોયું. તેમાં જ્યોતિષ અને કર્મવિપાક નામનું પ્રકરણ હતું. કર્મનાં ફળોની ચર્ચા તો અમારો માનીતો વિષય હતો. પૂર્વના દેશોની રીતે કર્મની ચર્ચામાં રસ ન પડ્યો, પણ માણસની ઉપર તેની ઇચ્છા વિરુદ્ધ બહારની સત્તા કામ કરે છે કે નહિ તેનો નિર્ણય કરવાની અમને પહેલી જરૂર લાગી. એ જો નક્કી થઈ શકે તો આપણો જીવનનો ચૈતન્યભાગ તેના શરીરયંત્ર સિવાય પણ અસરકર્તા બને એ પ્રશ્ન સરળ થાય. અને જો એવી શક્તિ તેનામાં હોય તો માની શકાય કે મનુષ્યદેહ પરત્વે તેના સ્થૂળ આધારથી પર તે અસ્તિત્વ ધરાવી શકે.

આવા વિચારો ચાલતા હતા ત્યાં એક મિત્રે 'પ્લાન્ચેટા' નામનું સાધન મોકલ્યું. એના વિષે વાત ચાલતી કે પ્રેતાત્માઓના સંદેશા તે ઝીલે છે. મેં તો તેને એક વિનોદનું સાધન માન્યું; પણ તે અમારા સંશોધનમાં કંઈક કામનું થશે એમ પણ માન્યું હતું.

બે ગરગડીવાળા પાટિયા ઉપર ગ્રેટા હળવેથી હાથ મૂકતી અને વિના શ્રમે પકડેલી પેન્સિલ, નીચેની કાગળની થોકડી પર લખાણ પાડતી. જરા પણ ભાર કે વેગ વધે તો તેનું કામ બંધ થઈ જતું. શરીરની સ્વસ્થતા અને અચેતન અધીનતા તેનું કામ ચાલવાને આવશ્યક બાહ્ય નિયમો હતા; અને મનનો તથા લાગણીનો વિશ્રામ પણ જરૂરી હતો.

એની આધ્યાત્મિક બાબતો તેમ જ ભવિષ્યકથનો રસમય જણાતાં છતાં તેનું મૂલ્ય અમે બહુ ન ગણતાં. પણ કેટલીક બાબતો એવી જાણવા મળી કે તેમાં સંદેશવાહકથી ઇતર કોઈ સંકલ્પ યા બુદ્ધિનો પ્રયોગ થાય છે એ સમજાયું. ઘણી વાર કોઈ એક શબ્દ માટે યંત્ર અટકી જતું ત્યારે હું એક શબ્દ સૂચવું, ગ્રેટા બીજો કહે અને પ્લાન્ચેટામાંથી કોઈ ત્રીજો જ શબ્દ નીકળે, એટલે કોઈ ત્રીજો પક્ષ ભાગ લઈ રહ્યો છે એની પ્રતીતિ થાય.

આવા પ્રયોગ કરનારાં ઘણાં મંડળો દેશમાં થયાં હતાં અને તેમના પ્રયોગોની હકીકત પર તપાસ થતી હતી. એક વાત સ્પષ્ટ હતી: માણસનું બહારનું વ્યવહારુ મન ન જાણતું હોય ત્યારે પણ એવી ઘણી બાબતો તેના સુપ્ત મનમાં પડી હોય છે. પ્રયોગો કરતાં જણાયું કે હવે પ્લાન્ચેટાની પણ અમને જરૂર રહી ન હતી. ગ્રેટા હાથમાં પેન્સિલ લઈને નિશ્ચેતનપણે તેને કાગળ પર રાખી દે એટલે બહારના જ કોઈ ધક્કાથી લખાણ થવા માંડીને સમજાય એવા સંદેશા મળતા થયા. જગતની બધી પ્રતિભા, સૂર્યથી જેમ ચંદ્ર પ્રકાશિત બને છે

તેવી જ રીતે, કોઈ ઇતર મહાશક્તિથી પ્રેરણાવંત બને છે. હિંદુઓનો 'આત્મા' શબ્દ અમને એ રીતે માનવજીવનનું ઉચ્ચતર સ્વરૂપ છે એમ લાગ્યું. અમને લાગ્યું કે કોઈ પુરાણું શાસ્ત્ર અમારે હાથ લાધ્યું છે.

ચાર્લ્સ જ્હૉન્સનનું મેં અગાઉ નામ આપ્યું છે. એ નામનું મહત્ત્વ એ છે કે એક વાર ગ્રેટાને સ્વપ્નમાં મૅડમ બ્લાવટ્સ્કી દેખાયાં હતાં. ગ્રેટાએ તેમનું 'ધ સીક્રેટ ડૉક્ટ્રીન' (ગુપ્ત સંપ્રદાય) નામનું પુસ્તક વાંચેલું હતું. પણ મૅડમે સ્વપ્નમાં કહ્યું: 'તમારે ચાર્લ્સ જ્હૉન્સનનાં પુસ્તકો વાંચવાં જોઈએ.' અમને અત્યાર સુધી આ નામની ગંધ પણ નહોતી.

થોડા જ વખત પછી સંગીતસાહિત્યના એક મેળાવડામાં એક બાનુએ કહ્યું: 'તમે તમારા દેશમાં જ મૅડમ બ્લાવટ્સ્કીને જોયાં છે? નહિ? હું તેમની ભત્રીજીને સારી રીતે પિછાનું છું. તે વખતોવખત મને મળે છે અને ચાર્લ્સ જ્હૉન્સનને પરણી છે!'

એના પરિણામે એ ગ્રાડી નામનાં બાનુ સાથે અમને પરિચય થયો. આધ્યાત્મિક અનુભવોની આપલે કરતાં તેમણે ચાર્લી જ્હૉન્સને કરેલા સંસ્કૃતના એક અનુવાદપુસ્તકનું નામ કહ્યું અને એ પુસ્તક મેળવી આપવા કહ્યું. પણ એના પહેલાં જ એક અજાણ્યા ભાઈ હિંદમાંથી ઉચ્ચ જીવનનો અભ્યાસ કરનાર મિત્રમંડળની ભલામણ લઈ અમને મળી ગયેલા. એમણે પણ ચાર્લી જ્હૉન્સનના સંસ્કૃતના અનુવાદનું નામ અમને આપેલું. એમણે એ પુસ્તક સાથે બીજાં પુસ્તકો પણ આપ્યાં અને એ રીતે તેનું વાચન કરવાનો સ્વપ્નાનો આદેશ અમારી સત્તા બહારની પ્રતિક્રિયાથી પાર પડ્યો.

ગ્રેટાએ સમાધિ, તન્દ્રા-અવસ્થા અને સ્થૂલેતર જગતનું સંશોધન કરવા માંડ્યું અને સૂક્ષ્મ શક્તિઓના વ્યાપારો સમજવાને અમે વધુ

રસ અને પ્રવૃત્તિમાં પડી ગયાં. જીવનવ્યાપાર અને માનવચેતના સાથે પ્રકૃતિ વધુ અસરકારક સંબંધ ધરાવતી લાગી અને ચિંતનના સાગરમાંથી ઉદ્દ્ભવતી ઉપરની અને અંતરતલની લહરીથી અમે આકર્ષાયાં.

શાકાહારના એક નિબંધ માટે મને એક પારિતોષિક મળતાં લંડન જવા પૂરતા પૈસા મળી ગયા. ત્યાં અમે અમારા પ્રિય આયર્લંડના ભવિષ્ય પર ઉપરછલ્લી ચર્ચાઓ કરતા રાજપુરુષોને જોયા. પણ એ જ વખતે બીજો પ્રસંગ અમારા જીવનને સચોટ લક્ષ્ય આપનારો બની ગયો. તા. ૬ઠ્ઠી જુલાઈ, ૧૯૦૭ને દિને લંડનમાં થિયૉસૉફિકલ સોસાએટીનું કન્વેન્શન હતું તેમાં હાજરી આપવાનું અમને નિમંત્રણ મળ્યું.

## થિયૉસૉફી

અમે સભ્યો નહોતાં છતાં પણ એ આગ્રહભર્યું નિમંત્રણ ઠેલી શક્યાં નહિ. કાર્યપ્રસંગ હતો સંઘનાં પ્રમુખ મિસિસ ઍની બેસાંટનો સંમાન-સમારંભ. અમારી પિછાન કરાવનારે જ્યારે કહ્યું, ' આયર્લંડનાં મિ. અને મિસિસ કઝિન્સ ' ત્યારે બેસાંટ પોતે હસ્યાં અને હાથ પકડી ફરી બોલ્યાં : ' આયર્લંડનાં, ખરું ને ? ' અમને ચારેકોર હેતભર્યો આવકાર મળ્યો. લાયબ્રેરીમાં નાસ્તો ચાલતો હતો ત્યાં કોઈએ કહ્યું કે ડૉ. બેસાંટ અમને મળવા પૂછે છે. સંમેલનમાં આયર્લંડનું કોઈક આવ્યું છે તે જાણી તે પ્રસન્ન હતાં. અમે સાફ દિલથી એમને કહ્યું કે અમે સભ્ય નથી અને બહુ અબોધ છીએ. પણ તેમને મન તો આયર્લંડથી વધુ કાંઈ પ્રિય ન હતું. આયર્લંડ ભવિષ્યમાં યુરોપની આધ્યાત્મિક નેતાગીરી કરશે એ વિચારથી તે સ્ફુરાયમાન થતાં. તેમણે મેટાને કહ્યું કે ' આયર્લંડમાં જઈ ને તું થિયૉસૉફિકલ સોસાએટીની સ્થાપના કરી દે અને તે થશે એટલે હું આવીને વ્યાખ્યાન આપીશ. '

અમે ડબ્લિન આવ્યાં અને તેમના આદેશમાંનાં ખૂબ જ ભાવ

અને પ્રેરણાને લીધે વધુ વખત સંઘ બહાર રહી શકયાં નહિ. ઈ. ૧૯૦૮ની મેની ૧૬મી તારીખનું મારું સભ્ય તરીકેનું પ્રમાણપત્ર છે.

લૉજની સ્થાપના થયા પહેલાં જ મિસિસ બેસાંટને ડબ્લિન લાવવાની વાત પાર પડી. તેમનો એક પત્ર આવ્યો કે યુનાઈટેડ સ્ટેટ્સમાંથી વળતાં તેઓ ડબ્લિન આવશે, માટે સત્કાર અને વ્યાખ્યાનની તજવીજ કરવી. આજ્ઞાપાલન સિવાય બીજો માર્ગ જ નહોતો. મારી હાઈસ્કૂલમાં બેસાંટનું નામ આગ અને ભડકા જેવું હતું. કોઈ જાણે કે મેં આ મુલાકાત ગોઠવી છે તો મારી નોકરી ગઈ જ હતી. છતાં મેં ગોઠવણ કરી.

૧૯૦૯ની ૧૦મી ઑકટોબરે ત્રણસો ખાસ આમંત્રિત ડબ્લિનના ટોચ બુદ્ધિમાનોની સભામાં 'થિયૉસૉફીનાં હેતુ અને મૂલ્ય' ઉપર બેસાંટનું ભાષણ થયું. હું ચારે તરફ નજર રાખતો હતો કે બધું બરાબર ગોઠવાયું છે કે નહિ. મેં સર વિલિયમ બૅરેટને અંગત પત્ર લખી પુછાવ્યું હતું કે તે બીજા અગ્ર શહેરીઓ સાથે મંચ ઉપર વિરાજશે કે નહિ. તેમણે ચોખ્ખુંચટ લખ્યું કે પ્રસિદ્ધ અતિથિના કોઈ ગ્રંથ કે કાર્ય સાથે તેમને જરા પણ નિસ્બત નથી. પણ સભા શરૂ થઈ ત્યારે હૉલના છેવટના ભાગમાં એ પ્રસિદ્ધ માનસશાસ્ત્રી પોતાને છુપાવતા બેસી ગયા હતા. મેં પણ તે વિષે અજાણપણું બતાવ્યું.

બેસાંટ એક કલાક સુધી, રણકતા સ્વરે, વિશદ ભાષામાં, સ્વચ્છ ઉચ્ચારે, પ્રસંગોપાત્ત સહેજ સંકેત કરતાં રહીને પોતાના વિષયનું સાદ્યંત સ્પષ્ટ આકલન કરતાં હતાં ત્યારે થિયૉસૉફીનું ડીટુંય નહિ સમજતા શ્રોતાઓ તેમની બુદ્ધિ અને વાણીની અદ્દ્ભુત પ્રાસાદિક લીલામાં ગરક બની ગયા હતા. એક પણ નોંધનો સહારો સરખો યે લીધા વિના, એક પણ શબ્દ માટે અટકયા વિના, મહાન અને ગહન વિચારોનું તેઓ સુંદર મધુર વાકયમાળાઓથી જ્યારે વર્ષણ કરી રહ્યાં હતાં ત્યારે

ત્યાં સ્ત્રીઓના 'સ્પેશ્યલ અને પોલિટિકલ યુનિયન'ને ત્રણ અઠવાડિયાં-ની સેવા આપવા ગયાં જેથી તેઓ આયર્લૅન્ડની સ્ત્રી-ચળવળને વળતી મદદ કરે. ત્યાં કમરતૂટ કામ હતું. આખો દિવસ રસ્તા પર ચાકથી સૂત્રો લખવાં, સ્ત્રીના 'મતાધિકાર'ની પત્રિકાઓ વહેંચવી અને કામ કરનારાઓ સાથે ગમે તે રેસ્ટોરાંમાં સાદું ખાણું લેવું.

મિસિસ કઝિન્સ આ વિષે લખે છે: ઈંગ્લંડના પ્રમુખ સ્ત્રી-કાર્ય-કર્તાઓમાંથી મને લેડી સિબિલનો આ દરમ્યાન પરિચય થયો. તે મોટા ખાનદાન ઘરનાં હતાં. તેમનાં ફૈઈ કાઉન્ટેસ મિન્ટો રાણીના સખી-મંડળમાં હતાં. તેઓ સંગીત અને સુંદર કાવ્યોનાં રસિક હતાં એક વાર તેમના ઘરમાં સ્વામી વિવેકાનંદનું 'રાજયોગ' નામનું પુસ્તક જોઈ મેં કહ્યું: 'જુઓ લેડી સિબિલ, તમારું જીવનરહસ્ય મેં શોધી કાઢ્યું છે. સ્વામી વિવેકાનંદે પશ્ચિમના લોકોને જે અદ્વૈતવાદ અથવા સમગ્ર ચૈતન્યની એકતા સમજાવી છે તેનો સાક્ષાત્કાર કેન્દ્રમાં રાખીને તમે પ્રવૃત્તિ કરો છો.' તેમણે મને કહ્યું: 'માર્ગરેટ નામની જે આઈરિશ રમણી સિસ્ટર નિવેદિતાનું નામ ધારણ કરી સ્વામી વિવેકાનંદની શિષ્યા બની છે તેને હું પિછાનું છું. તે બાઈએ ભારતની ફિલસૂફી, લોકો અને જીવન વિષે સુંદર લેખો લખ્યા છે.' થોડા વખત પછી સરકારે લેડી સિબિલને સ્ત્રી-કાર્યકરો પ્રતિના વર્તનની ટીકા કરવા બાબત જેલમાં મૂક્યાં. જેલમાં તેમણે ભૂખમરાની હડતાળ પાડવા નિશ્ચય કર્યો. આખરે કોઈ બહાને સરકારે તેમને સૌને છોડી મૂક્યાં.

૧૯૦૯માં ફરી નારી-ઝુંબેશનો જુવાળ વધ્યો. બધી સ્ત્રીઓએ 'સ્ત્રી-મતાધિકાર' છાપના રૂમાલો પહેરી લીધા. મિસિસ પેથિક લૉરેન્સે જુસ્સાદાર ભાષણો કર્યાં. સ્ત્રીઓનાં સરઘસો હાઉસ ઑવ કૉમન્સ તરફ કૂચ કરતાં ગયાં. અમારે અમારો ઠરાવ વડા પ્રધાનને હાથોહાથ આપવો હતો; પણ તે વખતના સેક્રેટરી વિન્સ્ટન ચર્ચિલે પોલીસને

હુકમ આપેલો કે સ્ત્રીઓને પકડવી નહિ, પણ તેમનું કામ અટકાવી પાડવું. છતાં ૧૧૯ સ્ત્રીઓ પકડાઈ હતી ને ૫૦ને જખ્મો થયા હતા. બધે મોરચે પોલીસ એમને પાછી કાઢતી હતી. સ્ત્રીઓનો જુસ્સો શૌર્યપૂર્ણ હતો, પણ પોલીસના ચડિયાતા બળ પાસે ફાવ્યું નહિ.

પણ અમે આઇરિશ સ્ત્રીઓ છૂટી હતી, એટલે મધરાત સુધી એક મિત્રને ત્યાં રોકાઈ ને પુરુષ-મિત્રોની મદદથી ડાઉનિંગ સ્ટ્રીટના ખૂણા આગળ સૌ ભેગાં થયાં. ત્યાંથી અમને અમારા નસીબ પર છોડી પુરુષ-મિત્રો ખસી ગયા. શહેરમાં પથરા કે ઈંટ પણ જડી નહિ એટલે અમે ફૂલનાં કૂંડાં તોડી કટકા કરી રાખ્યા હતા. આગલાં ટોળાંએ કાચની બારીઓ તોડી. તેના ધડાકા સંભળાયા એવી જ પોલીસની તીણી સિસોટી વાગી. મેં મારા હાથમાંનું કૂંડાનું કાચલું એક બારી પર ફેંક્યું. મેં તેનો અવાજ સાંભળ્યો અને પછી કંઈક હૈયાઉકલતથી પકડાવામાંથી બચવા રસ્તાની સામી બાજુ ધુમ્મસમાં દોડી ગઈ. પણ મારાં સાથીઓથી હું છૂટી પડી ગઇ. ત્યાં વળી કૂંડાના એકબે ટુકડા હાથ લાગ્યા તે મેં લૉઈડ જ્યૉર્જના મકાન પર ફટકાર્યા. લાગલા જ એક પોલીસે આવી મને વિનયથી કહ્યું : ‘ હવે બસ; તમે અહીં ઘોભો. હું બીજાં બાનુને પકડી લાવું છું. ’ હું ખૂબ હસી અને તેને બિચારાને ખાતરી આપી. થોડી વારે તેના કબજામાં અમે સલામત બન્યાં. વેસ્ટ-મિનિસ્ટર-ની પોલીસ ઇસ્ટ એન્ડની પોલીસ કરતાં અમને ખાનદાન લાગી.

બીજે દિવસે ખટલો ચાલ્યો તેમાં કેટલીક સ્ત્રીઓ છૂટી ગઈ. પણ કાચ તોડવાના ગુના માટે ૭૫ને સજા થઈ તેમાં હું પણ આવી ગઈ. મને એક માસની કેદની સજા કરીને હોલોવે જેલમાં મોકલી. ત્યાંની રીતભાત બહુ જ ખરાબ હતી. ઘણાં કેદીઓ ત્યાં દીવાનાં બની ગયેલાં.

૧૯૧૦નાં ડિસેમ્બરની ૨૮મીએ મારો ત્યાંથી છુટકારો થયો. જેલ-ની ગમગીની મન ઉપર ખૂબ જ આવી હતી. પણ ખાણું લેતી વખતે

જિમનો તાર મળ્યો એટલે ઉત્સાહિત થઈ અને ભાષણ માટે જીભ ઊઘડી. ડબ્લિનમાં મને જાહેર માન અને સત્કાર મળ્યાં.

આયર્લૅંડમાં લિબરલ હોમરૂલ બિલ પસાર થવાનું હતું. તેમાં સ્ત્રી-મતાધિકારને બાદ રાખવામાં આવ્યો હતો, એટલે ૧૯૧૨માં અમારા મંડળનાં ત્રણ જણે ઇંગ્લિશ કચેરીના કાચ તોડવાનું માથે લીધું. એ પ્રવૃત્તિનો પડઘો દુનિયા આખીએ સાંભળ્યો. હોમરૂલને અંગે સ્ત્રીહક્કો માગવા કેદ જનાર અમે ત્રણ સ્ત્રીઓ હતી. કાચ ભાંગ્યાં તેનો ખર્ચ દરેકને માથે ભાગ્યે જ પાંચ શિલિંગનો થાય, પણ અમને દરેકને સાધારણ કેદી તરીકે એક માસની સજા થઈ. ડબ્લિન જેલમાં અમે અંગતપાસ, અંગૂઠાની છાપ વગેરે સામે વિરોધ કર્યો અને તે માટે ઘણું સહન કરવું પડ્યું. એ બધાનું નિવારણ કરવા અમે ભૂખમરા ઉપર ઊતર્યાં. અમને સમજાવવા એક ડૉક્ટર અધિકારી આવ્યો. તેણે કહ્યું : 'તમારી રાજદ્વારી લડત ખાતર તમે સંગીત ખોશો ? તમારા પતિની સોબત ગુમાવશો ?' અમારો જવાબ હતો : 'No Surrender. કોઈ હિસાબે પણ નમતું નહિ આપીએ.'

આ સમય દરમ્યાન મિ. કઝિન્સ બહારથી ખબર મેળવતા રહ્યા હતા. પંદર દિવસે તેમને કેદીની મુલાકાત મળતી હતી. મિ. કઝિન્સ લખે છે : એ પંદર મિનિટના મેળાપમાં તેઓ મનની તૃપ્તિ અને સંકલ્પ-બળ મેળવી લેતાં હતાં. ભૂખમરાનો કાર્યક્રમ પતી ગયા પછી ગ્રેટાની ભૂખ ઠીક ઊઘડી હતી અને તબિયત ઝડપથી સુધરી હતી. પંદર દિવસ પછી તેનો છુટકારો થયો. તે વખતે જેલરે પત્ર લખ્યો : 'તમે તો આ દેશ છોડવાની તૈયારીમાં હશો. તમારા જેવાં ખાનદાન સ્ત્રી-નેતા જતાં આ પ્રવૃત્તિને મોટી ખોટ પડશે. તમારા જેટલી શક્તિ અને સમજવાળી બીજી વ્યક્તિ મળતાં વખત લાગશે.'

ભારતનું ખેંચાણ.

મારી આવક વધારી બજેટ સરભર કરવામાં હું નિષ્ફળ બન્યો હતો. એવામાં કોઈ અજબ ચક્રગતિથી ભારત તરફ વલણ થયું. શાકાહાર-પ્રચારના કારણે લિવરપુલના ખાદ્યો બનાવનાર એક કારખાનાનો સંચાલક ડબ્લિન આવી ચડયો, જેણે આયરિશ શાકાહારી-મંડળ આગળ નવી વાનીઓના જાહેર પ્રયોગો બતાવ્યા. તે અમારે ત્યાં રહ્યો એટલે પરિચય થયો. હું થિયૉસૉફીનો આગળ પડતો વાચાળ, એટલે તેણે લિવરપુલના થિયૉસૉફિકલ લૉજ આગળ મારું ભાષણ ગોઠવ્યું. ત્યાં ગયા પછી એ ભાઈસાહેબની સાથે તેના કારખાના સંબંધમાં રસ બતાવતાં એક વાર તેણે મન ખોલીને કહ્યું: ‘ તમારા જેવા માણસની શોધમાં હું હતો. મારે ધંધો વિસ્તારવો છે. સુધારેલા ખોરાક માટે ભારતમાં એક શાખા-કારખાનું કરવાને એક ભારતીય સજ્જને સારી મૂડી રોકવા કહ્યું છે. તમે નવ મહિના અહીંનાં કામકાજ જોઈ-સમજીને ત્યાં મારા પ્રતિનિધિ તરીકે જાઓ એવી મારી ઇચ્છા છે.’ એણે તો મારા પંતુજી-પગારથી ચારગણો પગાર શરૂઆતમાં આપવા જણાવ્યું, અને ભારતમાં ગયા પછી બમણો કરી આપવાનું કહ્યું. હવે તો મારે અને મારી પત્નીએ જ નિર્ણય કરવાનો રહ્યો હતો.

અમે બંનેએ વિચાર કરી જોયો. કોઈ વાંધો જણાયો નહિ. ઠરાવ્યું કે રીતસર આમંત્રણ મળે તો સ્વીકારવું. અને ૧૯૧૨ના ડિસેમ્બરમાં નાતાલમાં તેનો પત્ર મળ્યો. બધું સમેટી લેવા માંડ્યું. વિદાયના મેળાવડા થયા. છેલ્લો મેળાવડો ૧૯૧૩ના મેની ૨૯મીનો હતો. મારાં બે નાટકો ભજવાયાં. થોડી રકમની થેલી મળી. ડબ્લ્યુ. જે. લૉરેન્સે છેલ્લી મિનિટે હાથ પકડી કહ્યું: ‘ એક યુગ સમાપ્ત થયો ( It is an end of an Era ). ’

જન્મથી મારી મહેચ્છા હતી કે ‘મારી હસ્તરેખાને હું સમજું.

વિધાતાના સુદૃઢ કાબૂ નીચે રહેલ જે કંઈ નિર્માણ-સર્જન હોય તેને ઓળખી શકું. જીવનમાંથી ફલિત થતું સૌંદર્ય અને બુદ્ધિગમ્ય રહસ્ય આપતા સર્જક શક્તિના બળે એક સમર્પિત વાહન બની રહું.' હું એ. ઈ. અને યીટ્સનાં વ્યક્તિત્વ અને સર્જકતાની અમરતા સમજ્યો હતો. પણ મારામાં ગમે તેવું સારુંનરસું પણ મારાપણું વિકસાવવા ઇચ્છતો હતો.

૧૯૧૩ની બીજી જૂને અમે લિવરપૂલ જવા દરિયો પાર કર્યો.

## નવી પંચાત

લિવરપુલ આવ્યાને ચાર દિવસ થયા ત્યાં કંપની-માલિકે જર્મનીમાં હેમબર્ગની એક ભાંગતી પેઢીની તપાસ કરવા મને મોકલ્યો. અઠવાડિયું ત્યાં રહીને પાછા આવી તેનો હેવાલ આપ્યો તે પરથી માલિકે જે પૈસા મુંબાઈમાં રોકવા ધાર્યા હતા તે જર્મનીની એ પેઢી ખરીદી લેવામાં રોકયા. પણ ચૌદ મહિના પછી ૧૯૧૪નું યુદ્ધ જાગી ઊઠયું અને હેમબર્ગનાં એનાં નાણાં જપ્ત થયાં, એટલે લિવરપુલમાં જ ચોંટી રહેવાનું થયું. પણ તેથી ઇંગ્લંડનાં ઘણાં સંસ્કાર-મંડળોમાં પરિચય વધ્યો એ લાભ થયો. લડાઈ દરમિયાન ખાદ્યોની તંગીને લીધે અન્નાહારી કાર્યક્રમને નવો ઝોક મળ્યો. તેને માટે પ્રદર્શનો પણ થતાં. તેમાં લિવરપુલના મૅપલ્ટનના સ્ટૉલ પર મેં ખોરાકનાં પડીકાં વેચ્યાં હતાં.

એક વાર સાંજે થિયૉસૉફીના વિદ્યાર્થીઓની સભામાંથી બહુ ઉત્સાહિત થઈ માર્ગરેટ ઘેર આવ્યાં ત્યારે કંઈ પણ પૂર્વાપર સંબંધ વગર તેમના મનમાં પ્રચંડ ધ્વનિ ઊઠયો કે 'ભારતમાં એની બેસાંટ ઉપર જિમ એવો પત્ર લખે કે તેઓ જે નવાં કાર્યોનો પ્રારંભ કરવાનાં છે તેમાં એક પત્રકાર તરીકે સહાય કરવાને તેમને બોલાવે !' બેસાંટની થિયૉસૉફી ઉપરાંતની પ્રવૃત્તિઓ વિષે તેમને કંઈ જ ખયાલ નહોતો.

આવા અંતરના અવાજ પ્રમાણે કરવું એ અમારો નિયમ નહોતો,

પણ જ્યારે કંઈ નવો પ્રકાશ કે દોરવણી મળે ત્યારે તે પર અમે પૂરો વિચાર કરી જોતાં. એટલે તેનો નિર્દેશ કર્યા વિના મેં બેસાંટને પત્ર લખ્યો. તેમાં ડબ્લિનની મુલાકાતની યાદ આપી હતી, અને સાથે અમે બંને જણાં પોતપોતાની સેવા આપવા તૈયાર હોવાનું જણાવ્યું હતું. બે મહિના પછી ૧૯૧૫ની છઠ્ઠી માર્ચે જવાબ મળ્યો, તેમાં ત્રણ વર્ષ માટે બંને જણને અદ્યાર (ભારત) આવવાનું નિમંત્રણ અને સાથે લિવરપુલથી મદ્રાસ સુધીના સેકંડ ક્લાસના ભાડા માટે ૮૦ પૌંડનો ચેક હતો! એટલે આ મહાપ્રયાણની તૈયારી થવા લાગી.

## તૈયારી

જતાં પહેલાં એક વાર આયર્લૅંડની મુલાકાત માટે અમે લિવરપુલથી બેલફાસ્ટ ગયાં. મારાં માતપિતાને મળ્યાં અને તેમને પહેલી જ વાર મોટરમાં ટેકરીઓનો પ્રવાસ કરાવ્યો. દરમ્યાન માર્ગરેટ તેમનાં કુટુંબીઓને મળી આવ્યાં. એ. ઈ.ની છેલ્લી મુલાકાતની કડવી યાદ મને રહી ગઈ. તે વખતે તેમણે સૂર્યમાં નાનું ધાબુ દેખાય એવી અલ્પતાની સહેજ ઝાંખી કરાવી. થિયૉસોફીના લેખકોને 'તેમનામાં શૈલી નથી' એમ કહીને ડારતા દેવની જેમ જુસ્સાથી બંને હાથની મુઠ્ઠી પછાડતાં તે બોલ્યા: 'કઝિન્સ, ચેતતો રહેજે એ દાંભિક બની બેસાંટથી.'

લિવરપુલમાં મારું કામ કાવ્યસર્જન માટે કોઈ રીતે અનુકૂળ નહોતું. અને મને સાહિત્યિક પ્રવૃત્તિ માટે કોઈ એકાન્ત સગવડની અબળખા રહેતી. ડબ્લિન છોડતી વખતે આસપાસના પ્રસંગો અને અનુભવોમાંથી રચેલી થોડી કવિતાઓ મેં સાથે લીધેલી તેનો સંગ્રહ 'સ્ટ્રેઈટ ઍન્ડ ક્રૂકેડ' (ઊંધી-સીધી વાતો) એવા નામે ૧૯૧૫માં લંડનથી ગ્રાંટ રિચર્ડે પ્રકટ કરેલો. તેમાં મારાં સંજોગો અને કલ્પનાનુ સત્ય નિરૂપણ હતું. દરમિયાન ભારતમાં જવાનું થયું. જે લેખક હજુ ચમક્યો ન હોય તે તેના પ્રકાશકને મળીને વાત પણ શી કરે? પણ એક વાર નેલ્સન-સ્મારક

આગળ ચોપાનિયાં લેવા એક દુકાન આગળ હું ગયો. ત્યાં એક પત્રના પૂંઠા પરના એક પૅરૅગ્રાફનું મથાળું જોયું : 'કવિતાની સાચી ઝલક'. મને થયું કે ખરીદવા જેવી નહિ, તો જોવા જેવી તો એ ચોપડી હશે જ. ત્યાં બીજાં વિશેષણો વાંચ્યાં : 'અનેક સૌંદર્યભરી વાનગીઓ, એના લેખકની નજર વસ્તુ કરતાં તત્ત્વ તરફ ઢળે છે, એ ચિંતક છે, કવિ છે, વિશ્વમાંથી તે વિષ નહિ પણ રસ ખેંચી શકે એવો ધીર નર છે.' ને નીચે એ ચોપડીનું નામ હતું : 'સ્ટ્રેઈટ ઍન્ડ ક્રૂકેડ.' એ ચોપાનિયું હતું વિખ્યાત 'પૉલમૉલ ગૅઝેટ.' આ લેખક હવે પ્રસિદ્ધિને આરે આવી ઊભો હતો !

એવું જ મારી ચોપડીનું અવલોકન 'ટાઈમ્સ લિટરરી સપ્લિમેન્ટ'-માં છપાયું હતું. નીચે અવલોકનકારનું નામ નહોતું, પણ પાછળથી જાણ્યું કે તે લખનાર હૅરોલ્ડ ચાઈલ્ડ હતા. આમ લંડનમાં પ્રસિદ્ધિના મોકા એળે ગયા અને ઈ. ૧૯૧૫ની ૧૬ી ઑક્ટોબરે બર્કનહેડથી 'સિટી ઑવ લંડન' નામની દસ હજાર ટનની સ્ટીમરમાં અમે ત્રીસેક મિત્રોની વિદાય લઈ ભારત તરફ નજર માંડી.

## ભાવિકથન

સ્ટીમરમાં એક કિસ્સો બન્યો. એક દિવસે એક પીઢ મુસાફર બાઈ ખાનગી વાતચીતના બહાને અમારી કૅબિનમાં આવી. એણે ગંજીપો કાઢ્યો અને પાનાં ગોઠવી કંઈ ગણતરી કરવા માંડી. તેના બોલવાનો સાર આ પ્રમાણે હતો : 'તમે ભારતીઓ અને યુરોપિયનો વચ્ચે કંઈ ખાસ કામગીરી માટે દક્ષિણ ભારતમાં જઈ રહ્યાં છો. પણ એક જ વર્ષમાં તમારી ગોઠવણ તદ્દન બદલાશે અને તમે બીજે ભારતીય યુવાનો વચ્ચે જશો.' મનમાંથી અમને તેની વાત ગપ્પું લાગી. મિસિસ બેસાંટ સાથે અમારો કરાર બદલાય એવી કોઈ કલ્પના થઈ શકે નહિ, પણ અમને એ વિચાર ન આવ્યો કે એ સવાલ કદાચ

મિસિસ બેસાંટ પોતે જ ઊભો કરશે. ગંજીપાનું ભવિષ્યકથન ખરું હતું એ આગળ ઉપર સિદ્ધ થયું.

કોલંબોના ડૉ. વિજયતુંગ નામના એક બૌદ્ધ દાક્તર ડબ્લિનમાં મળેલા તેમને મેં ખબર આપ્યા હતા. સ્ટીમર કોલંબો પહોંચી ત્યારે ઉપરથી અમે જોયું કે મખમલના ગાલીચા તથા છત્રવાળી એક હોડી નજીક આવી રહી હતી. કોઈ સરકારી માણસ કે ઊંચા દરજ્જાના માણસને લેવા તે આવી હશે એમ માન્યું. ગેંગ-વે (ઊતરવાના દાદર) આગળ ભીડ હતી એટલે અમે કંઈ જોઈ શકયાં નહિ, પણ મિ. અને મિસિસ કઝિન્સનું નામ મોટે સાદે પોકારાતું સાંભળી અમે સાંકડમાંથી બહાર આવ્યાં ત્યારે ડૉ. વિજયતુંગને જોયા ! થોડા કલાક સ્ટીમર રોકાઈ એટલા વખતમાં તેમણે એક સુંદર હોટેલમાં ખાણીપીણી અને સંગીતથી અમને પ્રેમમુગ્ધ કર્યાં.

મદ્રાસ પહોંચ્યાં તે દિવસે રવિવાર હતો. બંદર ઉપર અમને લેવાનો બંદોબસ્ત હતો. સીધાં અડ્યાર પહોંચ્યાં અને સમુદ્રતીરના એ શાંત ધામમાં ૨૮ દિવસ પછી અમે સુખનિદ્રા પામ્યાં. ભારત ! અમારી ઉત્તર ને દક્ષિણે, પૂર્વે ને પશ્ચિમે ભારત હતું. દસ વર્ષનાં સ્વપ્નાં, ભાવના અને યોજનાઓ અનુસાર અમે જીવનનું ચિત્ર બદલ્યું.

## ૫

# ભારતનો સંપર્ક

"અમારું પહેલું અઠવાડિયું મિસિસ બેસન્ટની કાળજીભરી ગોઠવણ પ્રમાણે આરામ અને સુંદર સહવાસમાં વીત્યું. બધું જ વાતાવરણ અનુકૂળ થતું લાગ્યું. વૃક્ષો-પક્ષીઓની જાતજાતની નવીનતા ખૂબ જ આકર્ષક બની. વૃક્ષોમાં રાજા તો વટવૃક્ષ જ હતું. એક વિશાળ કુટુંબની માફક તેની શાખાઓ પ્રસરીને ફરી ભૂતળને મળી તેનો ટેકો બની જતી હતી. અઠવાડિયું ગયું એટલે 'ન્યુ ઇન્ડિયા'ના ઉપતંત્રી તરીકે મેં પ્રારંભ કર્યો. અડ્યારથી ૯ માઈલ દૂર મદ્રાસના બંદર પર, જ્યાં મોજાં ઊછળતાં હતાં ત્યાં અમારી ઓફિસ હતી. જો કે જરૂર પડે કે કામ લાગે એ માટે અમે બર્કનહેડથી બાઇસિકલો ખરીદી લીધી હતી. પણ ચાર જ દિવસને અંતે સાઇકલસવારી બંધ કરવી પડી.

વરસાદનું ઝાપટું પડ્યું હોય એટલા પરસેવે રેબઝેબ થતો હું ઓફિસે પહોંચ્યો. અને એવી હાલતમાં જ્યારે તંત્રીશ્રીની સામે જઈ વંદન કરી ઊભો રહ્યો ત્યારે તેમણે, એક કલાવિવેચક કોઈ અણગમતી તસવીર જોઈને કરે તેમ, તેમની ભૂરી આંખો મારી સામે ઊંચાનીચી કરી જોયું. 'અરે તમે, ભીંજાઈ ગયા છો!' ખરી વાત હતી. પરસેવાથી મારાં ભત્રાં ટપકતાં હતાં. કોઈની સાથે મને તુરત નીચે મશીન-રૂમમાં મોકલ્યો. ત્યાં કપડાં સૂકાં થતાં દરમિયાન પૂર્વદેશોનું પત્રકારત્વ અને છાપખાનું કેમ ચાલે છે તે જોવા મળ્યું.

તે પછી મહામાન્યા (chief)ની ગાડી રોજ સાડાઆઠ વાગ્યે મને લેડમીટર ચેમ્બર આગળ લેવા આવતી. ડ્રાઈવરની સીટ આગળ

હું બેસી જતો અને એમનું ટિફિન કેરિયર મારા બે ગોઠણ વચ્ચે ઊભું સાચવતો. તે વખતે મહામાન્યા (બેસન્ટ)ના હાથમાં રોજનાં અનુકૂળ અને પ્રતિકૂળ રાજકીય છાપાં હોય જ. રસ્તામાંથી તેમનો સેક્રેટરી, ઉપતંત્રી અને બીજો જુવાન મદદનીશ તંત્રી ભળી જતા. 'ન્યૂ ઇન્ડિયા'ની ઑફિસે પહોંચતાં સુધી વચ્ચે આવતા ટાયન પેટમાં એક જુવાન વકીલ શ્રી સી. પી. રામસ્વામી ઐયરની સાથે સલાહ લેવા ઊતરી પડતા. આ નામ મને ખટકયું હતું કારણ કે એ ભાઈ તો જે. કૃષ્ણમૂર્તિ અને નિત્યાનંદના ખટલામાં બેસન્ટની સામે ઊભા રહ્યા હતા. પણ હવે રામસ્વામી એક વર્ષ જૂની હોમરૂલ-લડતમાં બેસન્ટના સહકારી થયા હતા; એમની સાથેની થોડી મુલાકાતો પછી તેમના વિષેની મારી ખટક દૂર થઈ ગઈ અને અમે જિંદગીભરના મિત્ર બન્યા.

એ સમયના મદ્રાસના નવેમ્બરના આકાશમાં ઇતિહાસ રચાતો હતો, જો કે હું કંઈ ઇતિહાસકાર નથી, પણ ભવિષ્ય તરફ ધકેલી જતા જે બનાવોમાં બેસન્ટ એક સર્વસ્વીકૃત નેત્રી બન્યાં તે બધાં આંદોલનનાં સ્વરૂપોનો હું સાક્ષી હતો. ક્યાંક અંગત ભાગ પણ લીધેલો. તેની માત્ર સ્મૃતિ અંકિત કરું છું.

આયર્લંડમાં હું શિક્ષક હતો ત્યારે જ, પહેલાં મનથી ને પછી સમજપૂર્વક મેં મારા કામ અને વર્ગવ્યવસ્થામાં પ્રકૃતિ અને કલાનો સંસ્પર્શ લાવવા માંડ્યો હતો અને મને પ્રતીતિ થઈ હતી કે તેના વિના કેળવણી ખાલી ખોખું જ છે. તેથી જ પ્રજામાં અતૃપ્તિ રહે છે અને ખોરાકના અભાવે જેવા રોગો આવે છે તેને મળતા જ વાસનાના રોગ જન્મે છે. ભારતના વાતાવરણમાં આ ભાવના ફરી જાગૃત થઈ. મારી પત્નીને પણ એમ જ લાગ્યું અને ભાડે આણેલા પિયાનો ઉપર તેણે રિયાઝો શરૂ કરી. અમારી આસપાસ ઉત્સુકોનું એક નાનું મંડળ જામ્યું અને ઑલકોટ બાગના ઉપરને માળે દર રવિવારે જમાવટ થતી.

વાસ્તવિકતાની બે કદમ નજીક હું પહોંચ્યો. બે રાત અને વચ્ચે એક દિવસના એ ગાળા દરમ્યાન મેં સ્ટેશને સ્ટેશને માણસોની વિવિધતા માણી. પાણીના નળ આગળ મોં ધોતા માણસો, નાસ્તાની દુકાનો આગળની ભીડ, અમલદારોના રોફ અને તામિલ, તેલુગુ, બંગાળી જવાનોનો કલરવ, તેમ જ અરણ્યો, નદીઓ, હોડીઓ, વૃક્ષરાજિઓ બધાંમાં મારું મન રોકાતું અને પ્રસન્નતા અનુભવતું.

સર જ્હૉન વૂડરૉફ મને સ્ટેશને લેવા આવ્યા હતા. તેમના મહેલાત જેવા મકાનમાં તેમણે બહુ વિવેકપૂર્વક ભેગા કરેલા ઉત્તર ભારત તથા હિમાલયનાં કળા-શિલ્પોના, અમુક લક્ષણો પ્રમાણે ગોઠવેલા નમૂના જોઈને એક નવી સૌંદર્યભરતી અનુભવી. સર જ્હૉન હાઈકૉર્ટના પ્રમુખ ન્યાયમૂર્તિ તેમ જ આગમો અને શાક્ત સ્તોત્રોના પ્રખર વિદ્વાન હતા.

પ્રદર્શન માટે ખાનગી સમય રાખ્યો હતો. જાહેર લત્તામાં જ્યાં એક મોટી ઑફિસ થઈ શકે એવા વિશાળ મજલા પર એ ગોઠવ્યું હતું. સુરુચિ ને વ્યવસ્થાએ સમગ્ર વિસ્તારમાં લાલિત્ય ફેલાવ્યું હતું. લંડન, લિવરપુલ કે માંચેસ્ટરનાં પ્રદર્શનોની ભરચકતા અને નાટકી ઝળહળાટ સાથે સરખામણી કરવાનું મન થાય એવું હતું. મેં આઇરિશ નાટ્યસમુત્થાન અને પુસ્તકાલય-પ્રવૃત્તિ વેળાએ મેળવેલા અનુભવો યાદ આવ્યા.

વળી આ પ્રસંગ ને પ્રવૃત્તિમાં પરિચય કરાવવાને શ્રી અવનીન્દ્રનાથ અને શ્રી ગગનેન્દ્રનાથનો સાથ મળ્યો એ મારું વિશેષ સદ્‌ભાગ્ય હતું.

ઈ. ૧૮૯૬માં મિ. ઈ. બી. હેવેલ નામના એક અંગ્રેજ કળા-શિક્ષક કલકત્તાની સરકારી કળાશાળાના પ્રિન્સિપાલ બન્યા. તે કલા-કસબના જાણકાર હતા, તે ઉપરાંત માનવીમાં રહેલી સર્જનશક્તિના પ્રકારને તેમ જ કળા અને શિલ્પમાં એ શક્તિની સાચી સફળતાને

ઓળખી શકતા હતા. તેમણે શાળામાંથી પરદેશી નમૂના દૂર કર્યા અને લુપ્ત થયેલા સંસ્કારનું પ્રજાને ગૌરવ થાય ને સર્જક બળોને પ્રેરણા મળે એવાં ભારતીય ચિત્રોના નમૂના ભેગા કરી વિદ્યાર્થીઓ સામે મૂક્યા. એ કાર્યમાં ઠાકુર કુટુંબમાંથી તરુણ અવનીન્દ્રનાથ તેમના પંથમાં ભળ્યા. કળાનાં વહેણ વાળનારમાં તે પહેલા હતા. એમની સાથે એમના ભાઈ ગગનેન્દ્રનાથ જોડાયા. પછી તો ઘણા સાથી મળ્યા. તેમાંથી નંદલાલ વસુ તેમના મુરબ્બીઓની હારમાં મુકાય એવા પ્રથમ દરજ્જાના કલાકાર થયા.

બીજે દિવસે સવારે સર જ્હોન મને ઠાકુરને ઘેર લઈ ગયા. ત્યારે ઠાકુરે સરકારી શાળાનો અધિકાર છોડી ઘર આગળ જમાવટ કરી હતી. ત્યાં એકાએક રવીન્દ્રનાથ ઠાકુર આવ્યા. પોતાની 'ગીતાંજલિ'ની પ્રસ્તાવનાના લેખક યીટ્સના દેશબંધુ આવેલા છે જાણી મને મળવાને તે શાંતિનિકેતનથી ખાસ આવી પહોંચ્યા હતા. 'ગીતાંજલિ' વાંચી મેં તો તેમને કોઈ અપ્રતિકાર્ય સત્ય ને નિષ્કલંક સૌંદર્યદર્શી વિનમ્ર સાધુ જેવા કલ્પ્યા હતા. પણ અહીં તો લહેરભરી વિનોદમૂર્તિ જોવા મળી.

પ્રદર્શન ખુલ્લું મુકાયું તે પછી મારે 'ન્યૂ ઇન્ડિયા' માટે જીવંત બંગાળી ચિત્રકારોનાં ચિત્રો પર વૃત્તાન્ત લખવાનો હતો. બહારની દુનિયામાં, રસ્તામાં, બજારમાં બધી જાતની ધમાલ ચિત્રકારના ચિત્ર અને રંગપાટી જેવો ભેદ પ્રવર્તાવી રહી હતી.

પ્રાંતના ગવર્નર લૉર્ડ કાર્માઈકલના આવવાની વકી હતી. ત્યાં પ્રદર્શનમાં એકાએક અવનીન્દ્રનાથે કહ્યું: 'ચાલો, ગવર્નરને મળો.' બહારની ધાંધલનો પાર નહોતો, પણ પ્રદર્શનની અંદર કોઈને ખબરે પડી નહિ કે ગવર્નર ક્યારે આવ્યા છે. સ્કૉટલંડના ઝાકળભર્યા પર્વતીય પ્રભાત જેવા ચહેરાની સ્મૃતિ આપતા પ્રભાતના પોશાકવાળા એમણે પ્રસન્નતાથી મારી ભેટ કરી. એમણે કેટલાંક ચિત્રો ખરીદ્યાં

હતાં અને કેટલાંક નોંધમાં લીધાં હતાં. તે જોવા એ મારો હાથ પકડી લઈ ગયા.

'નામદાર, આપ એક દિલ્લગીભર્યું ઉદ્ઘાટન-પ્રવચન આપશો ને ?' આ પ્રસંગને અંગે કંઈ કહેવાના છે તે જાણી મેં હિંમત કરી પૂછ્યું.

'' ન્યૂ ઇન્ડિયા 'ના તમારા લેખમાં કહેવા જેવું બધું આવી જાય છે. અમે તેની ઘણી પ્રતો છપાવી નાખી છે, એટલે હવે ઉદ્ઘાટનની કોઈ વિધિ કરવાની રહેતી નથી. '—એમણે કહ્યું. એ સાંભળી હું ભારતમાં આવ્યો તેનો સંતોષ મનમાં જ અનુભવી રહ્યો.

શ્રી રવીન્દ્રનાથે મને આ પ્રવૃત્તિમાં રસ ધરાવનાર ઘણા હિંદીઓ અને બ્રિટિશરોનો પરિચય કરાવ્યો. મેં તેમને સૂચવ્યું કે આ પ્રદર્શન આખુંયે મદ્રાસમાં રજૂ થવું જોઈએ અને તેની સાળભાળ હું કરીશ, તેમ જ યોગ્ય રૂપે તેનો સમારંભ કરીશ. તદનુસાર ૧૯૧૬ની ૧૯મી ફેબ્રુઆરીથી ૧૪મી માર્ચ સુધી મદ્રાસમાં એ પ્રદર્શન ' યંગ મેન્સ ઇન્ડિયન એસોસીએશન 'ના મકાનમાં ખુલ્લું રહ્યું. મારા ઉત્સાહમાં શ્રીમતી બેસન્ટ અને તેમના તેજસ્વી ધારાશાસ્ત્રી મિત્ર શ્રી રામસ્વામી ઐયરે ખૂબ સહકાર આપ્યો. મદ્રાસના ગવર્નર લૉર્ડ પેન્ટલેન્ડ તે જોવા આવ્યા. એમને મેં સાથે ફરી ચિત્રો બતાવ્યાં. દરમ્યાન તેમણે મારા સંબંધી ઘણી પૃચ્છપરછ કરી. ' ન્યૂ ઇન્ડિયા 'માંના આઇરિશ હોમરૂલને લગતા લેખો સાથે મારા સંબંધનો તેમને ખયાલ આવ્યો જ હશે.

એ પ્રદર્શનથી મદ્રાસના સરકાર-ભવનમાં ખૂબ જ જાગૃતિ આવી ગઈ. પ્રચારકાર્ય પણ ઘણું થયું. છતાં એક પણ ચિત્ર વેચાયું નહિ. કાર્યકર્તાઓને તો સંતોષ થયો હતો. આને તેમણે ઐતિહાસિક કાર્ય ગણ્યું.

એ જ મહિને આયર્લૅન્ડમાં ૧૯૧૬માં ચાલતા વિપ્લવના તાર-

સમાચારો મારા હાથમાં પડતાં તેમાં નવો પલટો આવ્યો. તેથી મને અને ગ્રેટાને અંગત દુઃખ અને લાગણી થાય એવું બન્યું. શ્રી બેસન્ટમાં લોહીનું પોણું તત્ત્વ આયરિશ હતું, પણ હૃદય તો આખુયે આયર્લંડનું હતું. ઇંગ્લંડે ત્યાં ચારે તરફ લોહીલુહાણ જોરતલબીનું શાસન ચલાવ્યું હતું. એમાં અમારાં ઘણાં આપ્તજનો બલિ બની ગયાં હતાં. 'આઇરિશ નાગરિક' (આઇરિશ સિટિઝન) પત્રમાં મારી સાથે કામ કરતો મિ. સ્કેફિંગ્ટન ટોળાને સમજાવવા બહાર નીકળ્યો તેને લશ્કરે પકડ્યો અને ગોળીએ દીધો. પછી તો પેટ્રિક મિલર્સ કેળવણીકાર, તેનો ભાઈ – મારાં નાટકોમાં ઊતરતો તે – વિલિયમ, જેમ્સ કૉનોલી અને બીજા અનેકના જાન ગયા. એક જુવાન એમન દ વેલેરા જન્મથી અમેરિકન છે એમ જણાતાં તેને જીવતો રહેવા દીધો. ત્યારે એ નામ મને પણ અજાણ્યું હતું. પાછળથી તે જગવિખ્યાત બન્યું.

## ભાવિકથન ખરું પડયું.

મદ્રાસ આવ્યાને નવ માસ થયા નહોતા ત્યાં મને જણાયું કે પત્રખાતામાં મારી જગ્યા એક આર્થિક બોજો થઈ પડી હતી. કાપકૂપની વાતો થતી હતી એવામાં બનારસથી મિ. એરૂંડેલ હિંદુ કૉલેજના આચાર્યની જગ્યા છોડી બેસન્ટના કાર્યમાં સહાય કરવા આવી પહોંચ્યા. તેમના આવ્યાથી મને સમજાયું કે હું જગ્યા ખાલી કરું તો જ તેમનું ચોકઠું ગોઠવાય. બેસન્ટે મને ઑફિસમાં બોલાવી જણાવી દીધું કે ૧૯૧૬ના જૂન પછી મારે માટે કામ નથી એટલે ઇંગ્લંડ પાછા જવાનો ખર્ચ આપી દેવાશે! મારે શું કહેવું? અમે કંઈ થોડા સમયની સફર માટે તો આવ્યાં જ નહોતાં. ભાડાના પૈસા મળશે તો એટલા પૈસાના ટેકાથી હું ભારતમાં બીજું કામ શોધી લઈશ એવો મનસૂબો મેં કર્યો.

મદનપલ્લીના અમારા નિવાસની આગળ અને પાછળના વિસ્તારની ચોમેર નાની ટેકરીઓની હાર લાગેલી હતી. એમાંની બે ટેકરીઓ પરનાં મંદિરો સવારસાંજનાં આકર્ષણ બનતાં. અમને લાગ્યું કે અમે નિસર્ગના સૂરમાં ભળી ગયાં હતાં. પ્રાચીન ધર્મનિષ્ઠા અને તત્ત્વજ્ઞાનના વારસદારોમાં પૂર્વજોની છાયા હું શોધી રહ્યો હતો. ઋષિકુળના એ પુત્રો સાથે જેમજેમ હું પરિચય કરતો ગયો તેમતેમ હું તેમની નજરે એક પરદેશી અને હાસ્યપાત્ર દેખાયો.

પૂર્વમાં ૭૦૦૦ની વસતિવાળું બજારભર્યું મદનપલ્લી હતું. પશ્ચિમે અંત્યજોનાં ઝૂંપડાંનો વાડો હતો. અઠવાડિક બજારનું મેદાન કૉલેજ અને ગામ વચ્ચે આવેલું હતું. બજાર મંગળવારે ભરાતું, પણ સોમવારથી ત્યાં શોરબકોર શરૂ થઈ જતો. અનેક જાતના ઘોંઘાટ તથા આકર્ષણો ત્યાં થતાં, અને તેથી કૉલેજના વર્ગોમાં અઠવાડિક મગજમારી આવતી. એટલે મેં નિશ્ચય કર્યો કે ભણતરની આ જાતની દુગ્ધાથી દૂર જવું જોઈએ. પણ મારી એ ઇચ્છા હું છેક પંદરે વરસે પાર પાડી શક્યો!

આવા વિચિત્ર સંજોગોવાળા સ્થાનમાં હાઈસ્કૂલ અને છેવટ તેમાંથી કૉલેજ ઉદ્ભવી એ, ભારતની કેળવણીએ કેવી રીતે ફાળ ભરી તે તેનું દ્યોતક છે. ખ્રિસ્ત પંથનો પ્રચાર મદનપલ્લી જેવા હિંદુધર્મપ્રધાન ગામમાં પણ પહોંચ્યો હતો. પાદરીઓએ ત્યાં કેળવણીનું કાર્ય હાથમાં લીધું હતું. સીધા ધર્માન્તર-પ્રચારની મનાઈ હતી, પણ વાતાવરણની અસરથી ઘણા વિદ્યાર્થીઓએ ધર્માન્તર કર્યું. તેથી ઊહાપોહ થયો અને ૧૮૭૬માં હિંદુ વિદ્યાર્થીઓને કોઈ જાતની ડખલ ન થાવ

એવી શાળા થઈ. એ હાઈસ્કૂલ ૧૯૧૦માં ખર્ચની તંગીને લીધે બંધ થવાની તૈયારીમાં હતી તેવે વખતે થીઓસૉફિકલ પ્રવૃત્તિએ ત્યાં હાથ આપ્યો. બ્રિટિશ રાજ્યના દોઢસો વર્ષના કારભારને અંતે માંડમાંડ પ્રાપ્ત થયેલી આઠ ટકા જેટલી સાક્ષરતાનો વિસ્તાર કરવા અને હિંદુ બાળકોની કેળવણી ધર્મપ્રધાન કરવા શ્રી એની બેસાંટે તેને નજરમાં લીધી અને અધારમાંના પોતાના કાર્યના સહાયક મિ. વૂડની ત્યાં નિમણુક કરી.



ગુજરાતના કલાકારો વચ્ચે : ડાબી બાજુથી – સર્વ શ્રી કૃષ્ણલાલ ભટ્ટ, રવિશંકર રાવળ, કનુ દેસાઈ, (પાછળ) કાન્તિલાલ દવે, ડૉ. કઝિન્સ, નરસિંહદાસ શેઠ

મિ. વૂડે હાઈસ્કૂલને પગભર કરી તે સાથે બીજા વર્ગની (બી. એ.ના અર્ધા ભાગની) કૉલેજ પણ શરૂ કરી. ૧૯૧૩માં થીઓસૉફિકલ એડ્યુકેશન ટ્રસ્ટ થયું. તેણે તેના પહેલા કેન્દ્ર તરીકે એ સંસ્થા હાથમાં લીધી અને ૧૯૧૫માં થીઓસૉફિકલ કૉલેજ શરૂ થઈ.

૧૯૧૫માં ભારતમાં પહેલી સ્કાઉટ-ટ્રુપ (બાલવીર-ટુકડી) મદનપલ્લીમાં બની. સિલોનથી આવેલા તરુણ વિદ્યાર્થી જી. પી. આર્યરત્ન તેના અગ્રણી હતા. વળી અમારી કૉલેજ-પાર્લમેન્ટ (જેનો એક વર્ષ સુધી હું સ્પીકર હતો તે) પણ અઠવાડિયે એક વાર મળતી અને તેમાં ભારતીય પ્રશ્નો પર વિચારણા તથા નિર્ણયો થતા. ઘણા બહારના મુલાકાતીઓ પણ તેમાં હાજરી આપતા. પ્રાંતિક ધારાસભાનો ત્યારે તો કોઈ ને ખયાલ નહોતો, પણ પછીના ભવિષ્યમાં અમારા થોડા વિદ્યાર્થીઓ લોકસભા ને ધારાસભામાં ગયા હતા. ઉપરાંત અમે એક તપાસપંચ પણ રાખ્યું હતું, અને તેના કામમાં પૂરી કાળજી અને સંશોધનથી નિર્ણય થતા. જ્યાં વ્યક્તિસ્વાતંત્ર્ય, બંધુભાવ ને ભાવનામયતા રોજના જીવનમાં વ્યાપ્યાં હોય ત્યાં પછી શિસ્ત એક સરળ વાત બની જાય છે.

અસહકારની ચળવળ મદ્રાસ ઇલાકામાં પહેલવહેલી આવી પહોંચી ત્યારે તો કૉલેજની પાછળનાં બળો ભારતને પરદેશી તંત્રથી મુક્ત કરવામાં મહાત્માને સાથ આપવા પૂરાં આતુર હતાં. પણ ચળવળની રીતમાં તેમનો મતભેદ હતો. અમે માનતા હતા કે વિદ્યાર્થીઓ અનુભવ અને માહિતી માટે સભાઓમાં ભલે જાય, પરંતુ અભ્યાસકાળમાં રાજદ્વારી બાબતોમાં સક્રિય ભાગ લઈ પોતાનાં મન ને લાગણીને તંગ બનાવી અભ્યાસ બગાડે નહિ. હું પણ તેમની સાથે સભાઓમાં જતો અને તેમને મારા દૃષ્ટાંતથી સંયમમાં રાખ્યા હતા. પણ મદ્રાસની સરકારે મૂર્ખાઈ કરી. તેણે એમનાં 'માતાજી' બેસાન્ટને કેદ કર્યાં ત્યારે એમનાં હૃદય ઉદ્વેગથી ખળભળી ઊઠયાં.

પણ અમારી કસોટીનો ખરો પ્રસંગ તો સ્કાઉટ-નેતા જનરલ બેડન-પૉવેલ મદ્રાસની મુલાકાતે આવ્યા ત્યારે થયો. માતાજી (બેસાન્ટ)-નો ખૂબ જ આગ્રહ હતો કે મદનપલ્લીના સ્કાઉટો મદ્રાસની જંબોરી (સ્કાઉટ-સંમેલન)માં ભાગ લેવા પહોંચી જાય. ત્રણ ભાઈઓ એમાં

હતા. તે પૈકી બે નાના હતા. તેમને તો પ્રવાસનો ઉમંગ જણાતો હતો. મોટા ખાનગીમાં અસહકારનું સાહિત્ય વાંચ્યા કરતો હતો. એણે નિશ્ચય કર્યો કે બેડન-પૉવેલ ભારતની ગુલામીના જ પ્રદર્શક છે. એ ત્રણે ભાઈઓ સાથે વાત કરી મેં પરિસ્થિતિ સમજાવી અને તેમને બે માર્ગો સૂચવ્યા. મદ્રાસ જતાં બીજા છોકરાઓ સાથે ટ્રેનમાં બેસવું, પછી ઠીક લાગે તો મદ્રાસ પહોંચી જવું, અગર તો વચ્ચેથી ટ્રેન બદલીને ઘર ભણી રવાના થઈ જવું. એ લોકો ઘરભેગા જ થઈ ગયા! મેં પ્રિન્સિપાલ તરીકેની ઠાવકાઈ જાળવી રાખી, પણ મારા મનમાં છૂપેલા ક્રાન્તિકારીએ તેમની હિંમત માટે ખાનગીમાં ધન્યવાદ આપ્યા. એમનાં માબાપે છોકરાઓને અણધાર્યા આવી પહોંચેલા જોઈ ઊધડા લીધા અને મારા નામ પર કંઈકંઈ બોલી નાખ્યું. એ બધું મારા કાને પહોંચ્યું હતું. પાછળથી ગૅંહસૂરના એક પ્રાંતીય નગરમાં હું થીઓસૉફિકલ સભાનો પ્રમુખ થવા ગયો ત્યાં સ્વાગતમાં એ બળવાખોર ત્રિપુટીના પિતાને મેં પિછાની કાઢ્યા. બે તો તેમની સાથે જ હતા. મેં તેમને હસતાંહસતાં ઠપકો આપ્યો. તેઓ તો હર્ષાશ્રુ સાથે મને બાઝી પડ્યા. તેમના પિતા કહે, 'ભાઈસાહેબ, એ વખતે હું તમને સમજી શકેલો નહિ.'

મદનપલ્લીમાં અમારી જમાતને માટે આનંદરંજન પણ અમારે જ કરવાનું હતું. તેલુગુ, તામિલ અને કન્નડમાં એકએક નાટક કરવાના દિવસો ઠરાવ્યા. એ દ્વારા તેમાં ભાગ લેનારાઓને સમૂહકાર્યની ને પાઠ કરવાની વિશાળ કેળવણી મળતી. વેશભૂષા અને દૃશ્યો બનાવવામાં પણ કંઈ કંઈ અનુભવ થતા. વાજિંત્રોમાં એક નાનકડું હાર્મોનિયમ (જેનો યુરોપમાં કંટાળો હતો તે), એક જૂનુંપુરાણું વાયોલિન અને એક મૃદંગ. રાવણને પૂંઠાનાં દસ માથાં ચોડવાનો આગ્રહ મુશ્કેલી ઊભી કરતો. એ બધી જૂનવાણી પ્રથામાંથી નીકળવા માટે મારી કલ્પનાને નવા જુસ્સાદાર પ્રયોગોની જરૂર લાગી. જુવાનીમાં આયર્લૅંડ-માં અનુભવેલો નાટકનો જુવાળ જાગ્રત કરવાની ઇચ્છા મારામાં પ્રકટી

અને તેમાંથી મીરાંબાઈના જીવનમાંથી 'ધ કિંગ્સ વાઈફ' (રાજરાણી) નાટક લખાયું. શેક્સપીઅરે એલ્સીનોરનો કિલ્લો જોયા વિના 'હૅમ્લેટ' લખવાનો ગુનો કરેલો; રૉબર્ટ સધીએ મહાબલિપુરમ્ નહોતું જોયું; એવી જ ગુનેગારી ચિતોડ જોયા વિના એ નાટક લખવાની મેં કરી. પણ તેનો પાંચમો અંક લખાતો હતો. તેવામાં અમુક વ્યક્તિગત તેમ જ ભારતીય જીવનમાં બનેલા બનાવોને અંગે મારે મીરાંબાઈના દેશમાં પ્રવાસ કરવાનું થયું અને પછી છેલ્લો પ્રવેશ લખાયો.

## મારા થોડા વિદ્યાર્થીઓ

ચમ્બુ અઘારમાં અમારું ઘરકામ કરતો. તેને મદનપલ્લી બોલાવી લીધો હતો. તે પોતાની સ્ત્રી અને છોકરાંને લઈ ને આવી ગયો. અમારે ત્યાં બધા ધાર્મિક તહેવારોના ઉત્સવો થતા. ચમ્બુએ સરસ્વતી-પૂજાને દિવસે મને આમંત્રણ આપ્યું. તેનું રસોડું અને ઘર નિષ્કલંક ચોખ્ખાં હતાં. રસોડાના પૂજા-ઘરમાં શુદ્ધ મંત્રોચ્ચાર સાથે તેણે પોતે આરતી ઉતારી. લોખંડી ચોકઠાવાળી વર્ણવ્યવસ્થા વચ્ચે આ નવો પ્રકાર હતો. ચમ્બુએ પૂજાની જગ્યાએ કોઈ છબી કે મૂર્તિ મૂકી નહોતી. ચોખાની ઢગલી કરી તે પર એક નાની પાનની તીરખી ઊભી કરી. મેં કહ્યું, 'ચંબુ, મને કહ્યું હોત તો હું તને સારી છબી કે મૂર્તિ અપાવત.' તે જરા મૂંઝાયો, 'આપને આ ગમ્યું ન હોય તો તે ફેંકી દઈ ને એક પથ્થર મૂકું, પણ આપ જ કહો છો કે સર્વ કંઈ મહાન શક્તિના હાથપગ છે.' તેની વાત ખરી હતી. સર્વત્ર ચૈતન્ય વિલસી રહ્યું છે તેનું ભાન માત્ર જરૂરી છે.

એક વાર રેડ્ડી જાતિના અશોકે તેને ઘેર ગુરુપૂજા માટે નિમંત્રણ આપ્યું. મને ક્ષણવાર આ દેવસ્વરૂપ બનવાની મૂંઝવણ થઈ. અશોકે તરત કહ્યું, 'હું ભગવાનને ઓળખવાની મહેનત કરું છું. પણ તે સફળ થતાં જન્મો લેવા પડશે. તમે ગુરુરૂપ મારા માતપિતા છો. આ વિષમાં

ઈશ્વર છોડીને તમે જ પ્રત્યક્ષ છો.' મેં શ્રી ત્રિલોકીકરને પૂછી જવાબ આપવા કહ્યું. એમને પણ એ પ્રમાણે આમંત્રણ થયું હતું ને એમણે સ્વીકાર્યું હતું. એમણે કહ્યું, 'આ તો અમારી સંસ્કૃતિ છે.'

સાંજે લીંપેલાધોળેલા ઉત્સવભર્યા અશોકના ઘરમાં આઇરિશ અને ભારતીય રૂપની ગુરુમૂર્તિઓ ખુરશીમાં વિરાજી. તેમને હારચંદન અર્ચાયાં. સંસ્કૃતમાં પ્રાર્થના થઈ અને છેવટે કર્પૂરની આરતી થઈ. એ પત્યા પછી અમે મનુષ્યકોટિમાં આવ્યા અને સૌની સાથે શેત્રંજીઓ પર બેસી મીઠી મધુરી વાનીઓનું સ્નેહભોજન માણ્યું.

સુંદરમ્ એક બ્રાહ્મણજાતિના પ્રભાવી વકીલનો દીકરો હતો. એણે કૉલેજના લાભાર્થે તારાબાઈના સર્કસનો એક ખેલ મેળવ્યો હતો. તે એક પ્રસિદ્ધ દાક્તર થયો અને જાતીય રોગો તથા તેનાં કારણોની સામે કટ્ટર ઝુંબેશ કરનારો બન્યો.

બીજો હતો લક્ષ્મણ, જે પાછળથી મ્હૈસૂરનો લોઈસળ કવિ લક્ષ્મણરાવ બન્યો. એ ખાનગીમાં મારી પાસે અંગ્રેજી કવિતા પર વાર્તાલાપ સાંભળતો. તેને મેં ચેતવણી આપી કે અંગ્રેજીમાં કાવ્ય કરવાં એ તેની પરિપાટી તેમ જ માતૃભાષાની વફાદારીને છાજશે નહિ. તે સમજી ગયો. મારી પાસેથી મળેલા માર્ગદર્શનથી તેણે કન્નડ ભાષામાં ભાવ અને વસ્તુ વિષેના મારા આદર્શો ઉતાર્યા. એની કવિતા પાઠ્યપુસ્તકોમાં સેવાઈ અને તે પોતે પણ એક શિક્ષક બન્યો.

મહોર્રમમાં મુસ્લિમ વિદ્યાર્થીઓએ તાજિયા જોવા અમને નિમંત્રણ આપ્યું અને એક જણે તેના ઘરની અટારીમાં અમને બેસવાની ગોઠવણ કરી આપી. મોહર્રમ એ ઇસ્લામનો 'ગુડ ફ્રાઇડે' જેવો તહેવાર છે. અમારા રસ્તાના વાંક આગળ સરઘસ આવ્યું ત્યારે દરેક પ્રકારના લોકો તેમાં કૂદતાનાચતા હતા અને હિંદુ બૅન્ડ અંદર વાજાં

વગાડતું હતું. એટલામાં કેટલીક મશાલોવાળા અમારી સામે આવી ઊભા. ત્યારે સમજાયું કે અમે જોકે અહીં ખાનગી રીતે નિરીક્ષણ કરવા બેઠા હતા, પણ લોકોને ખબર પડી એટલે અમારા જાહેર સત્કારની હવે તૈયારી થઈ હતી. મેં તો જોકે જાહેર પ્રકાર માટે કપડાં પણ પહેર્યાં નહોતાં. પગમાં બૂટ પણ વાધરી વગરના હતા અને આવી ' કૂચ-સવારી 'ની સલામી લેવા જેવા દીદાર નહોતા. પણ ત્યાં તો ટોળામાંથી, હસી રહેલા ચમકતી આંખોવાળા મોંવાળી પણ વાઘના રૂપે રંગાયેલી એક આકૃતિએ આવી મારા પગ આગળ ફૂલો મૂક્યાં. તુરત વાજાં વાગવાં શરૂ થયાં અને સરઘસ આગળ ચાલ્યું.

## નારીજગતમાં જાગૃતિ

પણ મિસિસ કઝિન્સને ચેન પડતું નહોતું. વિદ્યાર્થિનીઓની નોટબુકો તપાસવી, સુધારવી વગેરે ઘસડબોરો તો તે કરતાં; પણ માનવતાનું અને સર્જનનું કંઈક વિશેષ કાર્ય કરવાની તેમને તાલાવેલી હતી. એ જોઈ મેં તેમની આગળ 'નારી-મતાધિકાર' માટે કંઈ કરવું એવો પ્રસ્તાવ મૂક્યો. 'અરે, અહીં હિંદમાં તો તેની ચર્ચા કરવા માટે પણ બસો વર્ષ લાગશે,' એમ માર્ગરેટ બોલ્યાં. યુગોથી પુરુષજાતિની અધીનતા પાળનારી અને કેળવણીમાં પછાત ભારતીય નારી માટે પશ્ચિમનો મત સર્વત્ર એવો જ હતો.

છતાં આઇરિશ અતિથિભાવનાને વશ થઈ કેટલાંક કુટુંબોની સ્ત્રીઓને વારાફરતી ' ચા-પાણી ' માટે નોતરવાનું તેમણે શરૂ કર્યું. ચા-પાણી કે ઉપાહારના નામે થતા સહભોજનને ન્યાતનાં બંધન નહોતાં. એ ઉપરથી અમારા એક બ્રાહ્મણ પ્રાધ્યાપકે રટાફનાં માણસો તથા તેમની પત્નીઓને સાથે ચા-પાર્ટી આપવાનો વિચાર કર્યો. બધાંને એમાં કંઈક નવું લાગ્યું. સાધારણ રીતે ઘરમાં પુરુષ જમવા બેસે અને પત્ની પીરસે. પણ આ પાર્ટીમાં તો સૌ જ સૌનું સ્વાગત કરે. પછી

ની પાર્ટીઓ અનેક વાર અનેક ઠેકાણે થવા માંડી. તેનાં સંસ્મરણો આલેખતાં મિસિસ કઝિન્સ લખે છે :

"એક તરુણ અને તેજસ્વી અધ્યાપક તેની નાજુક પત્ની સાથે કૉલેજની નજીકમાં ઘર રાખી રહેતો હતો. તે યુવતી અમને મળવા આવી ત્યારે, કદી યુરોપિયનો સાથે વાત કરેલી નહિ તેથી, શરમાતી શરમાતી એક છાયાની પેઠે ભીંત પાસે બેસી ગઈ હતી. એટલી ઓળખાણ પછી ત્રીસે વરસે, એનું જાતે વહોરેલું શરમાળપણું તો ક્યાં યે ઓસરી ગયું અને તે અમારી કૉલેજનો કાર્યકર્તા અને ગ્રેડ્યુએટ યુવતી બની, યુનિવર્સિટીની સેનેટર થઈ, ડિસ્ટ્રિક્ટ બોર્ડમાં નિમાઈ, અને સાથે ઑનરરી મૅજિસ્ટ્રેટ બની ! આવી તો કેટલી યે ભારતીય સન્નારીઓ ઉપર આવવાના સંકેતની જ રાહ જોતી હતી.

અમારી આ-પાર્ટીમાંથી સ્ત્રીઓ એકબીજાની સમીપ આવતી થઈ. પહેલાં તો તેમની સાથે રહેનારની વાહવાહ ને બહાર રહે તેમની ટીકા થતી. ઉત્સાહમાં 'અબલા-અભિવર્ધિની સમાજ' સ્થપાયો. સ્ત્રીનું આવું ગૌણ પદ દર્શાવતું નામ નિભાવી લેતાં મને ઘણો સમય લાગેલો.

અમારા કાર્યના ખબર અડ્યારમાં મિસિસ ડૉરોથી જિનરાજદાસને મળ્યા અને અમારા 'સમાજ' પરથી તેમણે ૧૯૧૭માં 'ઇન્ડિયન વિમેન્સ ઍસોસીએશન' (ભારત મહિલા સમાજ) સ્થાપ્યું. 'અબલા અભિવર્ધિની સમાજ' તેના પહેલી શાખા બન્યો. ઍસોસીએશન ૭૦ સભ્યોથી સ્થપાયું અને મિસિસ ઍની બેસાન્ટ તેનાં પ્રમુખ બન્યાં.

એ જ વર્ષની ઉનાળાની રજામાં અમે અડ્યાર ગયાં તે વખતે સેવાનાં શુભ કાર્યમાં લાગી રહેલાંઓ માટે 'બ્રધર્સ ઑવ સર્વિસ' (સેવાબંધુઓ)નું બિરુદ ત્યાં દાખલ કર્યું હતું. તેમણે પોતે 'ચીફ બ્રધર'નું પદ ધારણ કર્યું. આવું જૂનવાણી, પુરુષવાચક, એકપક્ષી

અભિધાન રાખવા સામે મારો વાંધો હતો; પણ પુરુષો તરફથી કહેવામાં આવ્યું કે 'બ્રધર્સ' અને 'બ્રધરન' શબ્દોમાં બંને જાતિઓ માનવાનો રિવાજ પડ્યો છે! મેં તો અમારી 'નારીદિન'ની સભામાં તે શબ્દ સામે મોરચો કર્યો. કોઈએ મારા વિરોધની વાત ઉપર પહોંચાડી અને બેસાન્ટ આગળ એ બિરુદ મને આપવાની દરખાસ્ત મૂકી. પણ તેઓ મારી આ શબ્દ માટેની નારાજી જાણતાં હતાં. એટલે મેં વાતને મોખરે લાવવા પૂરા સભ્યપદ માટે અરજી મૂકી. આથી તેમણે મને રુબરૂ બોલાવી ખૂબ લાંબી ને ટક્કરભરી ચર્ચા પછી પૂરા મહત્ત્વ સાથે એ પદ આપવા નક્કી કર્યું. બીજે દિવસે સવારે વિધિપુરઃસર તેમણે મને દીક્ષા આપી. પોતાને સુકોમળ હાથે રૂપાની સાંકળી અને પેન્ડન્ટ (ચકતુ) પહેરાવ્યું, તથા મારે કાંડે ભૂરી પટ્ટી બાંધી. થોડા વખત પછી હું આ સંસ્થાની એક મુખ્ય અધિકારી બની ત્યારે મારા પતિને નીચે સૌની સાથે બેસવાનું હતું.

૧૯૧૭ના સપ્ટેમ્બરમાં બેસાન્ટ જેલમાંથી મુક્ત થયાં. કૉલેજમાં રજા પડી. અધારથી આજ્ઞા થઈ કે બૉયસ્કાઉટની ટુકડી તેમના સંમાન-સરઘસ માટે રવાના કરવી. અમે બંને પણ ત્યાં પહોંચી ગયાં. લોકોના ઉત્સાહનો પાર નહોતો. અરધા કલાકને બદલે બે કલાકે સરઘસ હૉલમાં પહોંચ્યું. ચિક્કાર મેદનીવાળી સભાઓ થઈ. સ્કાઉટના કાર્યક્રમો થયા.

એવામાં લંડનથી મિ. મૉન્ટેગ્યુ (તે વખતના સેક્રેટરી ઑવ સ્ટેટ ફૉર ઇન્ડિયા) ભારત આવે છે એવા સમાચાર મળ્યા. ઘણીઘણી જાતની ચર્ચા-વિટંબણા પછી તાર કરવામાં આવ્યો કે ૧૯૧૭ની ૧૮મી ડિસેમ્બરે ભારતનું નારીમંડળ નારીહક્કો માટે મુલાકાત આપનાર છે.

મને ભારતમાં આવ્યાને બે જ વર્ષ થયાં હતાં ને ભારતના ઇતિહાસનું પ્રકરણ બદલવું એ બચ્ચાંનો ખેલ નહોતો. વિરાટ ભારત-ની વાસ્તવિક સ્થિતિ વિષેનું મારું અજ્ઞાન મને મૂંઝવતું હતું.

વેદકાળની ઉત્તમ લગ્નપ્રથાઓ અને આદર્શો તથા સેંકડો વર્ષોના સામાજિક અધઃપતન વચ્ચેનું અંતર, તિરુપતિના રેલવે પ્લૅટફૉર્મ પર એક જડ માણસ તેની પત્નીને ઝૂડી રહ્યો હતો તેમાં મને દેખાયું. એની અમાનુષતા અને નીચતા જોઈ લાલ વીજળીક રેખાની ઝડપે હું મારા કંપાર્ટમેન્ટમાંથી ધસી ગઈ અને પેલા માણસને સ્ત્રી-પુરુષના સંબંધે ખૂબ સંભળાવ્યું.

મનની સમતુલા કરી મેં ભારતીય નારીના હકપત્રની માગણીનો ખરડો તૈયાર કર્યો. એમાં મને શું શું વીની તે અંગત વાત છે, પણ છેવટે બધાં સભ્યોએ તેને મંજૂરી આપી. તેમાં ખાસ લખ્યું કે 'લોકલ સેલ્ફ ગવર્ન્મેન્ટ જલદી મળવું જોઈએ અને તેમાં સ્ત્રીઓને પૂર્ણ અધિકાર મળવો જોઈએ.' બ્રિટિશ સામ્રાજ્યમાં છેલ્લાં વીસ વર્ષમાં જ્યાં જ્યાં આવો નિયમ કર્યો છે ત્યાં ત્યાં તે સફળતા પામ્યો છે. આ વર્ષે એક નારીરત્નને કોંગ્રેસનું પ્રમુખપદ અપાયું છે, તેથી ભારતનો અવાજ સ્પષ્ટપણે સ્ત્રીઓને જવાબદાર અને માન્ય નાગરિક તરીકે મંજૂર રાખે છે. કેળવણીમાં પણ સુધારો કરવો જોઈએ. આજે દર સો છોકરાના પ્રમાણમાં એક છોકરીને કેળવણી મળે છે. કેળવણીનું ધોરણ ભારતમાં સમધારણ થવું જોઈએ. સ્ત્રીઓ માટે મેડિકલ કૉલેજ પણ થવી જોઈએ. સૂતિકાકાર્યના ટૂંકા અભ્યાસક્રમો જોઈએ. તે માટે શહેર તથા ગામડાંની સ્ત્રીઓને શિષ્યવૃત્તિઓ આપવી જોઈએ. આ બધું હાલ નહિ સ્વીકારાય તો સુધારા વ્યર્થ જશે.' આ બધું કોઈ અદૃષ્ટ યોગથી પ્રેરાઈ મેં લખ્યું હતું. કોઈ ઊંડી વિચારણા કે આંચકા વગર, મારી જાતે, કોઈ ઘાટ આપ્યા વગર જ લખાઈ ગયું. મેં પછી તેમાં કંઈ ફેરફાર કર્યો નહિ તેમ બીજાઓએ કંઈ ઉમેરો પણ કર્યો નહિ.

૧૯૧૭ની ૧૮મી ડિસેંબરે શ્રી જિનરાજદાસે અમારાં પ્રતિનિધિઓને વહેલાં તૈયાર કરી, સવારે નવ વાગ્યે બેસાન્ટની મોટરમાં ભરીને

ગવર્નમેન્ટ હાઉસ પર ૧૧ વાગે હાજર કરી દીધાં હતાં. ત્યાં વાઈસરૉય અને મૉન્ટેગ્યુ બન્ને સાથે મુલાકાત થઈ. વાઈસરૉય પૂર્ણ સજ્જન લાગ્યા, પણ તેમની બુદ્ધિપ્રભાની છાપ અમારા પર ન પડી. સેક્રેટરી ઑવ સ્ટેટ મિ. મૉન્ટેગ્યુ ઘણા મિલનસાર, બુદ્ધિમાન અને નિષ્ઠાપૂર્ણ લાગ્યા. જાણે પોતે જ લખ્યું હોય એવી છટાથી શ્રીમતી નાયડુ અમારું નિવેદન વાંચી ગયાં. તુરત કંઈ જવાબ મળ્યો નહિ. અમારા પૈકી ચાર જણને વ્યક્તિગત મુલાકાત મળી. હું તો સેક્રેટરી હતી એટલે તેમાં મારું નામ નહોતું. બપોરે ગોખલે હૉલમાં સૌને મળવાનું હતું. ત્યાં મુંબઈનાં કુ. ડૉ. જોષી નામનાં એક મધુર સન્નારી સાથે જીવનભરની મૈત્રી મળી. એ નાગુતાઈ જોષી પાછળથી 'રાણી રાજવાડે' થયાં."

## રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય

સ્ત્રીઓનું પ્રતિનિધિમંડળ મદ્રાસ આવી પહોંચ્યું. તે અરસામાં બેત્રણ દિવસ અડ્યારમાં શાંતિથી પસાર કરીને પાછી શિયાળુ રજાઓમાં કલકત્તા જવાનું અમે ઠરાવ્યું, કેમ કે શ્રી બેસાંટ ત્યાં નૅશનલ કૉંગ્રેસનાં પ્રમુખ થવાનાં હતાં. હું અને ત્રિલોકીકર અડ્યાર પહોંચ્યા ત્યારે વિદ્યાર્થીઓની એક જંગી સભા યોજાઈ હતી. ત્યાં કેટલાક ઉશ્કેરાયેલા યુવાનો દરવાજેથી મારો હાથ પકડીને મને અંદર પ્રમુખસ્થાને ખેંચી ગયા. સરકારે વિદ્યાર્થીઓને રાજકીય સભાઓ ભરવા મનાઈ ફરમાવતો (G. O. 559) નામનો ધારો કાઢ્યો હતો તેના વિરોધમાં એ સભા હતી. શ્રીમતી સરોજિની નાયડુ ત્યાં બોલવાનાં હતાં. હું મંચ ઉપર પહોંચી ત્યાં તેમણે મને ઉમળકાભર્યો આવકાર આપ્યો. હર્ષનાદો અને તાળીઓના ગગડાટ વચ્ચે મારે એકદમ એ આવકારને માન આપી પ્રમુખપદ લેવું પડ્યું. શ્રીમતી નાયડુએ એક કલાક સુધી એમની રંગીલી છટાથી ભાષણ કર્યું. અંતે મારો વારો

આવ્યો ત્યારે મેં કહ્યું, 'તમે શાનો વિરોધ કરો છો ? કંઈક તમારી કે કંઈક સરકારની ભૂલ થઈ છે. સરકારે એના હુકમને G. O. 559 કહ્યો છે. G. O. કેમ બોલશો ? G.O. ગો એટલે જવું!' અને બધે હસાહસ થઈ ગઈ.

૨૨મી ડિસેમ્બરે અમે ૪૦ કલાકની કલકત્તાની મુસાફરીએ ઊપડ્યાં. કોંગ્રેસનાં પ્રમુખ એ જ ટ્રેનમાં હતાં. કલકત્તા પહોંચતાં અપાર મેદની સ્ટેશનમાં જામી હતી. શણગારેલી ઘોડાગાડીઓ, ચોપદારો, અને દેવછત્રો વગેરેથી દેખાવ ભવ્ય બન્યો હતો. અમને સર જૉન વૂડરૉફ તેમની નિખાલસ મૈત્રીને દાવે લેવા આવ્યા હતા અને તેમના કલામય નિવાસમાં મોટરમાં બેસાડી લઈ ગયા. સાંજે જમતી વખતે શ્રી અવનીન્દ્રનાથ, શ્રી ગગનેન્દ્રનાથ, અને સમરેન્દ્રનાથ, એ ત્રણ ટાગોર ભાઈઓનો સાથ કોઈ અચાનક મેળ કરનારો બન્યો. કલા, સૌંદર્ય અને ઉચ્ચ તત્ત્વજ્ઞાનની હવામાં અમને આરામ મળ્યો.

અમારા જવાનો પ્રધાન આશય તો બૉર્ડ ઑવ નૅશનલ એડ્યુકેશનની પહેલી રીતસરની સભામાં હાજર રહેવાનો હતો. બંગાળ અને ભારતના સંસ્કારવિધાતાઓનું એ વિશાળ અને તેજસ્વી સંમેલન ઘણું પ્રેરક અને અસરકારક બન્યું. બેસાન્ટ તેના પ્રમુખસ્થાને બિરાજ્યાં. થિયૉસૉફિકલ એડ્યુકેશન ટ્રસ્ટ રાષ્ટ્રીય કેળવણી વિસ્તારની નવી યોજનાની એક મૂળ સંસ્થા તરીકે તેમા જોડાઈ ગયું. નૅશનલ યુનિવર્સિટી (રાષ્ટ્રીય વિદ્યાપીઠ) સ્થાપવાનું ઠર્યું અને મુલતવી રહેલી પછીની ૩૦મીની સભામાં સર રવીન્દ્રનાથ ટાગોર તેના ચાન્સેલર (ઉપકુલપતિ) નિમાયા. શ્રી બેસાન્ટ કાર્યસમિતિનાં અધ્યક્ષ થયાં અને મિ. એરુંડેલ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર થયા.

૨૬મી ડિસેમ્બર કલકત્તાનું મહાન રાજદ્વારી પર્વ બની રહી. ૩૩મી રાષ્ટ્રીય મહાસભાના અધ્યક્ષસ્થાને પ્રથમ સ્ત્રીપ્રમુખ તરીકે

શ્રી બેસાંટ હતાં. રવીન્દ્રનાથ તે વખતે કીર્તિની ટોચ પર હતા. એમણે અમને બંનેને જોયાં એટલે નજર મેળવી ને વંદન કર્યાં, તે અમારી બેમૂલી સ્મૃતિ છે. સભા-પ્રારંભ કરવાને તે ઊંચી વ્યાખ્યાનપીઠ પર ધીર ગૌરવથી ચડયા અને પોતાના બંગાળી ગીતનું રૂપાન્તર લયપૂર્ણ અંગ્રેજીમાં બોલ્યા. મંચ પરથી એ ઊતર્યા તે તો ઇતિહાસ જોઈ રહે એવી અકૃત્રિમ નાટયછટા હતી. મિસિસ બેસાંટ પોતાની ખુરશીમાંથી ઝડપથી ઊભાં થઈ ગયાં અને કવિની સામે જઈ પોતાનો હાથ ધર્યો અને તેમનો હાથ પોતાના કપાળે લગાડયો. તુરત કવિએ પોતાના બંને હાથ બેસાન્ટના હાથમાં મૂકી પોતાની ઊંચી દેહયષ્ટિ નમાવી મસ્તકથી તેમના હાથનો સ્પર્શ કર્યો.

કોંગ્રેસનું કામ ચાલતું રાખી અને ગ્રેટાને શ્રીમતી નાયડુનું ભાષણ સાંભળતાં મૂકી હું ભારતીય ચિત્રપ્રદર્શનમાં ગયો અને બે કલાક સુધી તેના પુનિત સૌંદર્યનું પાન કર્યું. રાત્રે ટાગોરભવનમાં કુટુંબનાં જ માણસોએ ભજવેલું રવીન્દ્રનાથનું 'ડાકઘર' (પોસ્ટ ઑફિસ) નાટક જોયું. એમાં વડીલો, પુત્રો ને પૌત્રો સુદ્ધાંએ ભાગ ભજવ્યો હતો. બીજી પણ ઘણી મુલાકાતો અને સમારંભોનો આ તકે લાભ લીધો.

## પ્રવાસ

એવામાં અચકચની શકયતા ઊભી થઈ. એને આસમાની ગોઠવણ જ કહું. મને ફરમાન થયું કે પહેલા 'રાષ્ટ્રીય કેળવણી સપ્તાહ' માટે કરાંચીમાં વ્યાખ્યાનો-વાર્તાલાપો માટે મારે જવું. માર્ગમાં આવતી શાળાઓ અને સંસ્થાઓ આ મધ્યસ્થ સભામાં જોડાય તે માટે સંપર્કો કરવાના હતા. રેલવેનો નકશો જોવા માંડયો, ત્યાં મારવાડ જંકશન જોયું. મિત્રો પાસેથી જાણ્યું કે ત્યાંથી જ રાણી મીરાંબાઈના રાજપૂત પતિના રાજ્ય મેવાડમાં જવાય છે એટલે ચિતોડગઢ જોવાની પણ તક મળશે. ૨૧મી માર્ચે સૌની દિલોજાનીભરી વિદાય લઈ નીકળ્યો.

પૂના પહોંચી વિજયનગરનાં ખંડેરો જોવા એક ચક્કર માર્યું. પૂના તો મુંબાઈ ઇલાકાનું બીજા નંબરનું શહેર છે. પણ ત્યાં મારી વાતનો ઊલટો જ અને વિરુદ્ધ પડઘો પડ્યો. પૂના એટલે કેળવણી-પ્રવૃત્તિઓનું જબ્બર કેન્દ્ર. એને બહારથી આવતી નવી પ્રવૃત્તિમાં કશો રસ ન પડ્યો. એ તો અત્યંત બુદ્ધિમાન ને ગણતરીબાજ હતું. ધર્મની વાતને કેન્દ્રમાં રાખનારી કેળવણી તેમને જોઈતી નહોતી. મારે માટે જાહેર સભા મુશ્કેલ બની. વૈજ્ઞાનિક ચોક્કસાઈઓ આપણને જ્યાં ને ત્યાં રાખે છે. બીજી તરફ, આંતરદષ્ટિના મુક્ત વિહાર અને ઉચ્ચતર ભાવનાઓ (જેમાં માનવેતર ભાવનાઓના નવા પ્રદેશ ખુલ્લા થાય છે એવી ઉચ્ચતર ભાવનાઓ) વચ્ચે પરસ્પરનાં મૂલ્યો સરખાવતાં મેં રાત વિતાવી. પરંતુ સાથેસાથે મેં એક બીજું પૂના પણ જોયું. તે ઓછું બુદ્ધિમાન હશે, પણ જીવંત હતું. તેમાંથી ઘણી શાળાઓએ અમારી સંસ્થા અસ્તિત્વમા આવે ત્યારે જોડાવા સંમતિ આપી.

મુંબાઈમાં પણ કશું કામ થયું નહિ. એક દિવસ કેટલાક સિંધી વિદ્યાર્થીઓ સાથે એલિફન્ટાની ગુફાઓ જોઈ. તેમાં આઠમા સૈકાના પ્રતિમા-નિર્માતાઓની આંતરદષ્ટિ, કલ્પના ને કર્મકુશળતા જોઈ લાગ્યું કે સદા બદલાતાં મૂલ્યોવાળા આ જગતમાં ઇતિહાસ અને વ્યક્તિનાં આવરણોથી મુક્ત આ સર્જનોનું રહસ્ય કદી ગુલ થવાનું નથી.

બીજે દિવસે અમદાવાદ પહોંચ્યો ત્યારે શ્રી બેસાન્ટે પ્રચારેલા 'સ્વાતંત્ર્ય પહેલું, બીજું બધું પછી'ના મંત્રે આખા દેશમાં રાષ્ટ્રીય સ્વાયત્તતાની જે હવા ફેલાવી હતી તેનો લાક્ષણિક અનુભવ થયો. ઘણી ઘણી સંસ્થાઓએ સુગંધી ગુલાબો ને મોગરાની માળાથી મને વધાવ્યો. હું તો રાષ્ટ્રીય કેળવણીનું નિશાન લઈ નીકળ્યો હતો. એ વખતે મહાત્મા ગાંધી અને શ્રી બેસાન્ટ વચ્ચે કેટલોક મતભેદ પ્રવર્તતો હતો. જો કે બંનેનું લક્ષ્ય તો 'સ્વરાજ' જ હતું. પણ એમના ભેદ નજીવા

હતા. બેસાન્ટના આ સરદારને મોટરમાં સાબરમતી આશ્રમ લઈ ગયા. ત્યાં નાસ્તો થયો. મહાત્માજી ખેડૂતોના કામ માટે બાલુના પ્રાંતમાં ગયા હતા, પણ એમનાં શાંત પણ કાર્યક્ષમ પત્ની કસ્તૂરબાએ મહેમાની કરી.

## ગુજરાતના કલાકારો વચ્ચે પહેલી વાર

પછીની એક મુલાકાતમાં શહેરના ગીચગલીચ ભાગમાં થઈ મને એક સાંકડા અંધારા દાદર પરથી એક ભૂખરું લાગતા ખંડમાં લઈ જવામાં આવ્યો. પણ જમીન પરની ગાદી પર બેઠો ત્યાં થોડી જ પળોમાં લાગ્યું કે આકાશના અંધારામાં તારામંડળ ચળકે છે તેમ આ ભંગાર ઘરમાં મારી ચોમેર વીંટળાયેલા જુવાન ચિત્રકારો ચમકતા હતા. તેમનાં ચિત્રો કોઈ સર્જક દેવતાની પેઠે મારા હાથમાં નિરીક્ષણ માટે મુકાતાં ગયાં. આ રીતે એક એવા આત્મા સાથે મૈત્રી થઈ કે જેનામાં તરુણ પ્રજામાં રહેલી અભિવ્યક્તિનો વેગ બહાર લાવવાની પ્રતિભા હતી. એ શ્રી રવિશંકર રાવળની એ સમયે એવી કારકિર્દીની શરૂઆત હતી કે જેણે મુંબાઈ ઇલાકાના એક ઉપપ્રાન્તને કલાભિમુખ બનાવ્યો. ”

આ જ દિવસે પછીથી ડૉ. કઝિન્સ કવિ શ્રી નાનાલાલને પણ મળ્યા હતા. ગુજરાત વિદ્યાપીઠમાં મીરાબાઈનાં ભજનો સાંભળ્યાં ને પ્રેમાભાઈ હૉલમાં રાષ્ટ્રીય કેળવણી પર વ્યાખ્યાન આપ્યાં હતાં.

૭

# ભારતપ્રવાસ અને જપાનવાસ

રાષ્ટ્રીય શિક્ષણનો પેગામ લઈને તેઓ અમદાવાદથી કરાંચી જતાં હૈદરાબાદનાં મંડળોના આગ્રહથી ત્યાં રોકાયા. ત્યાં સ્થાનિક રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા સ્થપાય તો રૂપિયા એક લાખ આપવાની કોઈએ જાહેરાત કરી તેથી તેમના ઉત્સાહનો પારો ચડ્યો.



"હૈદરાબાદથી કરાંચીનો રેલસમય ચાર કલાકનો; પણ મિત્રોએ વચ્ચેના પ્રાંતનાં બેત્રણ નગરોના શ્રીમંત સિંધીઓને હલાવી જોવા કહ્યું. શિકારપુરમાં શ્રી મુરલીધર પંજાબી રાજશ્રીમંત જેવા હતા

તેમની મહેલાતમાં મુકામ કર્યો. સાંજે જાહેર સભા થઈ. તે દિવસે ગુરુ નાનકની એક નવી છબિ બજારમાં મૂકવાની હતી તેની પહેલી પ્રત કોઈ એ સભામાં આણી. તેની છૂટક કિંમત તો આઠ જ આના હતી પણ પહેલી પ્રતની ઉછામણી બોલાવીને તે રકમ રાષ્ટ્રીય શિક્ષણ ફંડમાં આપવાનું જાહેર થયું. બે શીખો એ પ્રત મેળવવા સામસામા કિંમત ચડાવવા લાગ્યા. કોઈ ને પૈસાની પડી નહોતી. રકમ તો ફંડમાં જ જવાની હતી. છેવટ રૂ. ૫૦૦ બોલનારને છબિ મળી. શિકારપુરનો જબરો દાવ તો રૂ. ત્રણ લાખની સહીસિક્કાવાળી લેખિત સખાવત હતી. એના વ્યાજની આવકમાંથી બેસાંટ-યોજના પ્રમાણે સંસ્થાઓ ચલાવવી અને થોડો હિસ્સો અડ્યારના મુખ્ય મથકને મોકલવો એમ ઠર્યું હતું. આનંદપ્રદ સમાચાર મેં તારથી અડ્યાર મોકલ્યા. આ લખવાનું કારણ તો એ જ બતાવવાનું છે કે એ વખતે પરદેશી હકૂમત કેવી બારીક તકેદારી રાખતી હતી. એ તાર અડ્યાર પહોંચવા પામ્યો જ નહિ! વરસો પછી મેં જાણ્યું કે આ પ્રકારના તારો અધ્ધર ચડાવી દેવાના સરકારી હુકમો તારખાતાને મળ્યા હતા. તાર રદ થયેલો, પણ ખાનગી રીતે સરકારને તો મળેલો. એના પૈસા પણ મને પાછા આપ્યા નહોતા.

કરાંચીમાં ભરચક શ્રોતાગૃહમાં ચાર દિવસ ભાષણો આપ્યા પછી રાષ્ટ્રીય શિક્ષણ શું હોઈ શકે તે બાબતમાં મને ભાન થયું. તે વિષે હું કેટલું યે નથી જાણતો એમ મને સમજાયું. ભવિષ્યમાં કેળવણીના ક્ષેત્રે મારા વિચારો અને કાર્યક્રમ પર અસર પાડનાર બે નવી શોધ મને મળી. એક તો એ કે શિક્ષણ કે કેળવણીની આગળ જે કંઈ નવું વિશેષણ તમે લગાડો તેથી તે વધારે વિસ્તૃત લાગે ખરી, પણ તેનો સત્ત્વાંશ તો એથી ઓછો જ થાય છે. બીજું એ કે સાચું શિક્ષણ ધર્મ, જાતિ, પ્રજા કે વર્ગમાં સીમિત થઈ શકે નહિ; પણ માનવ-સમુચ્ચય ( human entity )ની સર્વાંગ પ્રકૃતિને પૂરેપૂરી સમાવી

આપવાને પૂરી તૈયારીવાળી સાચી કેળવણી સર્વ સ્થળકાળને સાનુકૂળ બનવી જોઈ એ.

સાંજની માનવ-શંભુમેળા જેવી એક ઉદ્યાનસભામાં મેં ભાષણ કરવાનું બાજુ રાખી કાર્યક્રમ બદલ્યો. મેં ટાગોરની અને સરોજિનીની કાવ્યપંક્તિઓ ઉપાડી. હું પૂર્વ તરફ મોં રાખી બોલતો હતો અને એ જ વખતે ગૃહો ને વૃક્ષો ઉપરથી પૂર્ણિમાનો ચન્દ્ર વધી રહ્યો હતો. અને જ્યારે આ પંક્તિઓ પર આવ્યો :

A caste-mark on the azure brows of heaven
The golden moon burns sacred, solemn bright.

સોહી રહે તિલક શો નીલ વ્યોમભાલે
શો ચન્દ્ર ત્યાં ગ્રમત પુણ્ય ગભીર જ્યોતે !

એ જ વખતે મેં નાટકી ઢબે કપાળને અડી ચન્દ્ર તરફ અંગુલિનિર્દેશ કર્યો, એટલે શ્રોતાઓએ કવયિત્રીની કલ્પના ઝીલતાં એકબીજાનાં કપાળમાં જોયું ! સૂર્યમાળાના ક્રમમાં નહિ બનેલો ચંદ્રનો ને કવિતાનો યોગ એ હતો. પછી તો કોઈ મને મંચ પરથી ઊતરવા જ દે નહિ. એટલામાં કોઈ એ બૂમ મારી : 'આઈ રિશ ગીત ગાઓ.' મને કંઈક સૂઝી ગયું એટલે કહ્યું, 'જુઓ ભાઈ ! કેળવણી-પ્રચારક તરીકે હું રૂપિયાની વાત વચ્ચે લાવતો નહોતો. પણ હવે બીજું રૂપ ધરું છું. હું એક ગીત તો ગાઈશ જ; પણ જો તમને એ ગમી જાય અને વધારે ગાવાનું કહેશો તો હું મારી ગાવાની કળા માટે ફી માગીશ ! ને ફી એ છે કે અમારી મદનપલ્લી કૉલેજ માટે એક મલબારી ટાંગો, એક ઘોડો, એક વર્ષનો તેનો ખોરાક ને તેના હાંકનારનો પગાર તમારે આપવાનો !

મેં 'લંડનડેરી એર ' કે એવું કંઈક એક ગીત ગાયું અને મંચને એક છેડે સૌને દેખાય એવી રીતે ટોપી મૂકી. લોકોને મઝા પડી ને નોટો તથા સિક્કાઓ ટોપીમાં પડવા માંડ્યાં. કાર્યક્રમ ચાલુ

રહ્યો. મને બીજો તુક્કો સૂઝ્યો. આગલા દિવસની હર્ષાદ્ગારા દર્શાવી યાદ કરીને ટોપીમાંની આવકની ઉઘરાણી કરી ને રૂ. ૫૦૦ની સંખ્યાએ બોલનારને સ્વાધીન કરી.

પાછા વળતાં અજમેરમાં રાષ્ટ્રીય શિક્ષણ સાથે નાટ્યનો યોગ જોઈ ગાડી બદલી. થોડો સમય મળ્યો તેમાં ઠેકઠેકાણે મળતા મિત્રોની સાથે શહેરનું ચક્કર માર્યું.

## મેવાડ અને ગ્વાલિયર

આઠ કલાકની મુસાફરી પછી ચિતોડના ગઢપ્રદેશમાં અમારો ટાંગો અનેક શૌર્યગાથાભર્યા ખંડેરો વટાવતો મીરાંના મંદિર પાસે જઈ ઊભો. મેં મીરાંને થોડાં પગથિયાં ઊંચે એવા પરથાર પર નૃત્ય કરતી કલ્પેલી; અને મારી કલ્પના ખરી પડી. અમે ઉપર ચડ્યા. મારા મિત્રે અંદર આવવા કહ્યું. હું અંદર જતાં અચકાયો. અંદર દર્શન ખુલ્લાં હતાં. મીરાંની આંખો જે જોઈ રહેતી તે હું જોઈ રહ્યો હતો. મારી અંદરની પ્રેરણાથી હું બેસી ગયો અને ઊંડા સમાધિભાવમાં ગરક થયો. સચેત થયો ત્યારે ઝાંખા દીપપ્રકાશમાં સ્તંભો ને કંડારેલી પ્રતિમા માત્ર દેખાયાં. મીરાંના કરુણ પણ વિજયવંતા જીવનની સૌંદર્યશુચિતા ને ભક્તિસભર સરળ પદરચના જે કંઈ મને સુગમ હતી તેમાં ઉતારવાના પ્રયત્ન માટે અંતરની પ્રતીતિકારક સ્મૃતિ લઈ હું ઊભો થયો. મારા સાથીઓ કોઈ અજબ સમજણથી દૂર ખસી ગયા હતા અને ભક્ત રાજરાણીએ જ્યાં ગાયું અને નૃત્ય કર્યું હતું તે વાતાવરણનો સંસ્પર્શ કરવાની મારી અભિલાષા પૂર્ણ કરવા મને એકાંત આપ્યું હતું એ હું સમજી ગયો.

પછી ઉદયપુર જઈ રાજ્યના મહેમાન થઈ શહેર જોયું. તેનો ઇતિહાસ, સાહિત્ય ને કથાઓ જાણી. સંસ્કારી જનો સાથે વિચારો ને વાર્તાલાપ થયા. પાછા અજમેર આવી આર્યસમાજના મકાનમાં

વિશાળ શ્રોતાગણને શિક્ષણ ઉપર પ્રવચન આપ્યું.. પછી તો કોઈનાં પૈતરાંને કહેવા થાય કે 'મેં તાજમહાલ જોયો છે' તે માટે આગ્રા ગયો. શહેરમાં પ્લેગ ચાલતો હતો એટલે પ્રવચન માટે તક જ નહોતી. તાજ ત્રણ વાર જોયો, સવારમાં અને સાંજે. પણ તેનું રહસ્યમય સ્વરૂપ તો આછા પ્રકાશમાં—ખાસ કરી ચાંદનીમાં જ સમજાય.

ત્યાંથી ગ્વાલિયરમાં મુખ્ય બેંક-અધિકારીને ત્યાં મુકામ થયો. ઉત્તમ પ્રકારની સગવડો, સાધનો, વાહનો ને છેવટે એક મોભાદાર ભોજનસમારંભ. યજમાન હતા બ્રિટિશ ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન. બીજા મહેમાન હતા બ્રિટિશ રેસિડેન્ટ. ભારતીય ભારતમાં બ્રિટિશ સત્તા વિષે બ્રિટિશ અમલદારના વિચાર છેડવામાં મજા પડી. માણસ તરીકે તેની સાથે મને કશો અભાવ ન હતો; માનસશાસ્ત્રીની જેમ મેં તેમાં વિનોદ અનુભવ્યો. પણ જે માણસો જાતિ, ધર્મ ને સ્વભાવથી તદ્દન વિરુદ્ધ વલણના હોય તેમના હાથમાં પ્રજાની કેળવણીનું સંચાલન હોય એવી ગોઠવણ પ્રતિ મારો સ્વતંત્રતાચાહક સ્વભાવ ઊકળી ઊઠ્યો.

ગ્વાલિયરના રાજા માનસિંગનો ભવ્ય કિલ્લો જોઈ અમે વળતા હતા ત્યાં સામેથી બે માણસો બેઠેલા એવી ઘોડાની 'ડૉકચાટ' આવતી જોઈ અમારી મોટર એકદમ ખડી થઈ ગઈ. એઓ રેલવે-કામથી છૂટા થયેલા ગાર્ડ જેવા લાગતા હતા. મારા યજમાન ઊતરીને એકદમ તે ગાડીમાંથી ઊતરી આવતા એક માણસની સામે ગયા અને બંનેએ બહુ વિવેકપૂર્વક એકબીજાને સલામ કરી. પછી બંને ધીમેધીમે અમારી મોટર પાસે આવ્યા. એંજિન-ડ્રાઈવર જેવી ચૂંથાયેલી ટોપીવાળા માણસે મોટર પાસે આવી બારણા પર હાથ રાખી મારા પ્રતિ ઘણો ભાવ બતાવ્યો. મારું સાંજનું વ્યાખ્યાન સાંભળવા તે હાજર નહિ રહી શકે તેની દિલગીરી બતાવી. પણ તેણે શિક્ષણના પ્રવચનમાં 'સારી રીતભાત' ઉપર મુખ્ય ભાર મૂકવા સૂચના કરી. ફરી એમને એમની

ડ્રૅકચાટ(ડૉગ-કાર્ટ) પાસે મૂકી આવીને મારા યજમાને અમારી મોટર-નું સુકાન પકડયું. તે વખતે તેના પોતાના ખંડમાં ક્ષણવાર જોયેલા ફોટોગ્રાફમાંનો ચહેરો મને એકાએક યાદ આવ્યો અને મેં ચોંકીને પૂછ્યું, ' એ ભાઈ કોણ હતા ? '

' એ નામદાર મહારાજા પોતે ! '

' અરે, મેં તો કામથી ફારગ બનેલા કોઈ રેલવેમૅન માની લીધા ! '

' તમારી વાત તદ્દન સાચી છે. મેલ ટ્રેન હાંકવાનો એમનો ખાસ નાદ છે ! તે પોતે એક આહોશ એંજિનીઅર પણ છે ! '

' તો જરા ગાડી પાછી લેને; મારે તેમની ખાસ માફી માગવી છે. '

' અરે, એનું એમને મન કંઈ નથી. તમે એમને ઓળખી ન શકેલા તે તો એ જાણી ગયા હતા. ફરી મળીશું ત્યારે આ વાત પર વિનોદ કરીશું ! '

ગ્વાલિયરના ટાઉનહૉલમાં ' Three steps of Education ( શિક્ષણનાં ત્રણ સોપાન )'નું વ્યાખ્યાન આપ્યું ત્યારે ' સારી રીત-ભાત 'ની વાત હું ભૂલી ગયો નહોતો. બીજું એક વ્યાખ્યાન આપ્યું: " Art in East and West ( પૂર્વ અને પશ્ચિમની કળા )."

## અધારના પ્રસંગો

આ દરમ્યાન પાછળ મદ્રાસમાં શ્રીમતી માર્ગરેટ કઝિન્સ એકલાં શાળા અને કૉલેજનું કામ, અધ્યાપન, સામાજિક પ્રસંગો, મિત્રોની માંદગીઓ વગેરેમાંથી પસાર થઈ રહ્યાં હતાં. ઉપરાંત શ્રી એસાંટની સાથે ફરવાના પ્રસંગો પણ તેમને ઘણા મળ્યા. તેમના પ્રયત્નોથી નારીહકોને સ્થાન મળતું જતું હતું. રાષ્ટ્રીય શિક્ષણનું કાર્ય પણ આગળ વધતું હતું.

તાંજોરમાં અગ્રગણ્ય સંગીતવિદોની પરિષદ મળેલી તેમાં તેમને આમંત્રણ મળ્યું હતું. ત્યાં તેમણે સંગીતનો એક અભ્યાસક્રમ ધર્યો, જેને પરિષદે સર્વાનુમતે આદર કરીને સ્વીકાર્યો. એક માસ પછી નૅશનલ યુનિવર્સિટીની સેનેટે તેમને પશ્ચિમી સંગીતનાં પ્રાધ્યાપક નીમ્યાં અને કલાવિભાગનાં ડીન (સર્વોચ્ચ અધિકારી) બનાવ્યાં.

એક વખત અડ્યારના સંગીતખંડમાં તેઓ પિયાનો બજાવતાં હતાં. તેના સૂર સાંભળી શ્રી એરૂંડેલ તાલ આપતા અંદર આવ્યા અને પિયાનોને ટેકવી ઊભા. ડૉ. કઝિન્સ પણ પાસે હતા. ગીત પૂરું થયું એટલે એરૂંડેલ બોલ્યા : 'સરસ વાજિંત્ર છે!' કઝિન્સે મજાકમાં કહ્યું, 'Hierarchy'નું છે. (Hierarchy='સત્તાધિશી'નો મજાકમાં કરેલો શબ્દશ્લેષ; વસ્તુતઃ તેમને કહેવું હતું કે Hire=ભાડે લીધેલું છે.) 'હું તે બાબત કંઈ કરું?' એમ બોલીને તેઓ તો તુરત બહાર નાટકના મેળાવડામાં શ્રી બેસાંટ બેઠાં હતાં ત્યાં ગયા. એમની પાસે નીચા નમી તેમણે કંઈક કહ્યું, અને બેસાંટ હસ્યાં. કામ થઈ ગયું એમ દેખાયું.

એ વેળા ચમેલીનો ગુચ્છ લટકાવેલા કાળા કેશકલાપવાળી એક ભારતીય કન્યા ખૂબ રસથી નાટ્યપ્રસંગ જોઈ રહી હતી. બે દસકા પછી ભારતીય નૃત્યની શિરોય પ્રસ્તાવિકા અને અધ્યાત્મદૃષ્ટિપૂત કલયિત્રી તરીકે પ્રસિદ્ધિ પામનારાં એ શ્રી રુક્મિણીદેવી હતાં, જેનું શ્રી એરૂંડેલે પછીથી પાણિગ્રહણ કર્યું અને જેણે પાછળથી અડ્યારને 'કલાક્ષેત્ર' જેવું કલાધામ બનાવ્યું.

સાતમી જુલાઈએ 'નૅશનલ યુનિવર્સિટી'નું ઉદ્ઘાટન અડ્યાર અને મદનપલ્લીમાં એકસાથે થયું. મદનપલ્લીના સમારંભના પ્રમુખ શ્રી કઝિન્સ હતા. આ પછી શ્રી કઝિન્સનાં સ્મરણો આગળ ચાલે છે :

"ઈ. ૧૯૧૮ના નવેમ્બરમાં જ્યારે યુરોપમાં યુદ્ધ-લડાઈ થઈ ત્યારે

વાળાની જોડે હું નીકળી ગયો. સાથે હોમરૂલ લીગના માણસો પણ ચાલ્યા અને કૉલેજના વિદ્યાર્થીઓ પણ હારવાળી છળિઓ લઈ કૉલેજના મેદાનમાં ગયા. વાત ફેલાઈ ગઈ અને થોડી વારમાં ત્યાં તમામ જાતના લોકોની જંગી મેદની થઈ ગઈ. હું મોટા રાષ્ટ્રવીર બની જાઉં એવો મોકો હતો, પણ ધ્વજની વાત મેં દાબી રાખી અને દરેક વક્તાને પ્રસંગ વિષે જ બોલવા કહ્યું. અમારી જંગી સભા આગળ પેલા સરકારી માણસો અને મિશનરીઓ 'કુછ બિસાત' વગરના બની ગયા.

૧૯૧૮માં બૅંગલોરમાં એક કલાસપ્તાહ યોજાયું હતું. તેનો કલાવિભાગ રચવાનું મને આમંત્રણ મળ્યું. તે પ્રસંગે પ્રમુખસ્થાન લેવા ખાસ આમંત્રણથી શ્રી રવીન્દ્રનાથ ઠાકુરને બોલાવેલા. એ પછી તેમણે દક્ષિણ ભારતનો પ્રવાસ કર્યો તેમાં મદનપલ્લીની મુલાકાત લીધી અને ત્યાંનું ઐતિહાસિક સંસ્કાર-સપ્તાહ ઉજવાયું. શ્રીમતી કઝિન્સે ત્યારે 'જનગણમન'ની સ્વરલિપિ તૈયાર કરી હતી. એ પ્રસંગે ટાગોરે મદનપલ્લીને દક્ષિણ ભારતનું શાંતિનિકેતન કહી બિરદાવ્યું હતું.

## જાપાનમાં

યુદ્ધવિરામ પછીના પાંચેક મહિના બાદ કાંઈ એવા જ કર્મનો ઉદ્ભવ થયો કે સરોજિની નાયડુ અને યોન નોગુચી એ બે કવિપાત્રોએ આ ત્રીજાની, અર્વાચીન અંગ્રેજી કવિતા માટે અતિથિ-પ્રાધ્યાપક તરીકે જાપાનમાં ટોક્યો ખાતેની કાયોજીજુકુ યુનિવર્સિટીમાં એક વર્ષ માટે ગોઠવણ કરી નાખી હતી. મારે કલકત્તાથી જાપાનની એક નાની સ્ટીમરમાં નીકળવાનું હતું. તેને ઊપડવાની વાર હતી તે દરમિયાન મેં શાંતિનિકેતનની મુલાકાત લીધી. તાર કર્યો હતો, પણ તે પહોંચે એ પહેલાં અમારો ખટારો આશ્રમમાં પહોંચી ગયો હતો. ગુરુદેવે ખૂબ ભાવથી સ્વાગત કર્યું અને શિક્ષણમંડળને બોલાવી શિક્ષણ-અનુભવો તથા વિચારોની આપલે કરી. શિક્ષણની ફિલસૂફી અને પ્રક્રિયામાં અમારા વિચારો-

નું કેટલું બધું સામ્ય હતું એનો ભાસ વર્ષો બાદ તેમનું 'હીરોઈક યુનિટી' નામનું પુસ્તક બહાર પડ્યું ત્યારે હું સમજ્યો."

શ્રી કઝિન્સ જાપાનમાં એક વર્ષ રહ્યા. દરમ્યાન ત્યાંની કળા, સાહિત્ય, નાટકો, સંકીર્તન, ઉત્સવો ને સંતોનો સારો પરિચય મેળવ્યો. એ સંપર્કનું પ્રતિબિંબ તેમણે "ન્યૂ જાપાન" પુસ્તકમાં વિસ્તારથી આપ્યું છે. આ દરમ્યાન યુનિવર્સિટીએ તેમને ડૉક્ટરની પદવી આપી. જાપાનમાં એક પરદેશી વિદ્વાનને મળેલું એ પ્રથમ માન હતું. બીજા મહાયુદ્ધ વેળા જાપાન વિરુદ્ધ પક્ષમાં ભળતાં શ્રી કઝિન્સે એ ડિગ્રીનો ત્યાગ કરેલો.

યુનિવર્સિટી તો તેમને બીજું વર્ષ પણ રોકવા ઇચ્છતી હતી તેમ જ શ્રીમતી માર્ગરેટને પણ અંગ્રેજી અને સંગીતના વ્યાખ્યાતા માટે બોલાવવાનું નક્કી થયું હતું; પરંતુ ૧૯૨૦ની પાંચમી માર્ચે તેમને અડ્યારથી તાકીદે આવી જવાનો તાર મળ્યો, અને વિદાય લઈ તે કાગામારુ બોટમાં એપ્રિલની અઢારમીએ કોલંબો પહોંચ્યા; ત્યાં શ્રીમતી માર્ગરેટ તેમને મળવા મેંગલોરથી આવી પહોંચ્યાં હતાં.

## એકલવાયાં શ્રીમતી કઝિન્સ

પ્રિયતમને મૂક હૃદયે વિદાય આપ્યાં પછીનું આખું વર્ષ શ્રીમતી માર્ગરેટ ભારતીય નારીનાં સંગઠન અને ઉત્કર્ષનાં કાર્યો પાછળ અનેક પ્રકારે વ્યસ્ત રહેવા લાગ્યાં. થીઓસોફીનું કામ સંભાળતાં સાથેસાથે તે 'સ્ત્રીધર્મ' નામના સામયિકનું સંપાદન પણ કરતાં. મહાત્મા ગાંધીજીની નેતાગીરી નીચે સત્યાગ્રહનું આંદોલન વિસ્તરતું જતું હતું. અને તેની સામે જુલમી કાયદા અને વ્યવસ્થાની હકૂમત સામે તેમનો સ્વતંત્રતાપ્રેમી સ્વભાવ વધુ ને વધુ ઉગ્ર બનતો. સ્ત્રીઓના મતાધિકાર સામે વિચિત્ર દલીલો થતી, જેમ (૧) હજુ કેટલાક અંગ્રેજ પુરુષો પણ મત આપવાનું સમજતા નથી, ત્યાં સ્ત્રીઓને એવો હક્ક આપવો એ ઉતાવળિયું

(૨) સ્ત્રીઓ પડદામાં રહે છે: તેમનાથી મત આપવાનું ન બને કે તે ન આપી શકે, (૩) મત નોંધવામાં મુશ્કેલીઓ આવે, વગેરે હતી. આવી બાબતો સામે વિરોધનો તાર લંડન મોકલવા તેમણે ૩૨ રૂપિયા ખરચી નાખ્યા હતા. વચ્ચેવચ્ચે નાટકો તૈયાર કરવાનો ભાર પણ તેઓ ખેંચતાં. પોતાના એ સમયના અનુભવો વર્ણવતાં શ્રીમતી કઝિન્સ લખે છે:

"એવામાં જિલ્લા કલેક્ટર તરીકે મિ. એલિસ નામના એક આઈરિશ ગૃહસ્થ આવ્યા. આયર્લેંડ જેવો તો કોઈ દેશ નથી એ તેમનો મંત્રજાપ હતો. અમારો મેળ જામ્યો. જાણતાં હતાં એટલાં સ્થળો અને માણસો વિષે અમે યાદ કરીકરીને વાતો કરી...સ્થાનિક માણસોએ ભરાવેલું કે કેથલિક અથવા પ્રોટેસ્ટંટો તમને મળવા આવશે જ નહિ; પણ પ્રોટેસ્ટંટ સંપ્રદાયના એક પ્રચારકને મેં એવેલીન અંડરહિલનું પુસ્તક આપ્યું ત્યારે તેને આનંદઆનંદ થઇ ગયો...લૉર્ડ અને લેડી વિલિંગ્ડન આવ્યાં ત્યારે તેમના અનેક સમારંભો માટે મને નિમંત્રણ મળ્યાં. પણ જ્યારે આઈરિશ કલેક્ટર એલિસે મને અંગત કાગળ લખી એ નામદારો સાથે ખાણામાં જોડાવા નિમંત્રણ મોકલ્યું ત્યારે જરા આનંદ સાથે ચટપટી પણ થઈ. મને લાગ્યું કે મને આમંત્રણ આપ્યું તેમાં સાથે સંગીત હશે જ. મેં મારા નિજાનંદ માટે અને શાળા માટે જે વ્યાસંગ રાખ્યો હતો તેનું સમાજમાં પ્રદર્શન કરવાનો મને સખત કંટાળો હતો. હવે આ પ્રસંગ માટે તો પૂરો પોશાક ને મોજાં-બૂટ પણ જોઈએ. અંતે એક અંગ્રેજ કલાકારે બહેને મારી ભીડ ભાંગી. જમનાર બધા યુરોપિયનો હતા: કુલ ૨૪ પુરુષો અને ૭ બાનુંઓ હતી. લેડી વિલિંગ્ડનથી એક જ ખુરશી મૂકીને મને માનભર્યું સ્થાન આપવામાં આવ્યું ત્યારે જરા વિમાસણ લાગી. વચ્ચેની જગ્યામાં આઈરિશ કલેક્ટર આંખથી રમૂજ કરતા બેઠા હતા. ...લેડી વિલિંગ્ડને જમતાંજમતાં કેટલી યે વાતો કરી. 'હું શાકાહારી

કેમ બની તે પૂછ્યું. મેં એક જુદું જ કારણ ઉપજાવી કાઢ્યું. ભારતીય સ્ત્રીઓના હક્ક સંબંધે મારે ન ગમે એવી રીતે કહેવું પડ્યું. તે તો સ્ત્રીઓના હકદાવામાં માનતાં નહોતાં. એ તો કહે, ઘરના પાછલા ખંડમાં તેમને પૂરતો અધિકાર મળેલો છે! જમ્યા પછીથી એલિસે મને સંગીત માટે વિનતિ કરી. એક ખડખડપાંચમ પિયાનો હતો તેના ઉપર જેમતેમ કરીને ચોપિનનું 'ફેન્ટાસિયા' બેસાડ્યું. પછી બીજું અને ત્રીજું, એમ ચાલ્યું...નામદાર ગવર્નર સાથે પણ થોડી વાતો થઈ. તેઓ લહેરમાં હતા. માણસોની વાતો નીકળતાં 'પેલાં તોફાની ડોશીમાએ મને ખૂબ હેરાન કર્યો' એમ શ્રીમતી બેસાંટ વિષે તે બોલ્યા ત્યારે મેં કહ્યું, 'આપ નામદારે તેમને જેટલાં હેરાન કર્યાં છે તેથી અરધા પણ આપ નથી થયા.' એમણે વાત હસવામાં લીધી અને કહ્યું, 'તમે પણ મને લાગે છે એમના જેટલાં જ બેફનાક બનશો.'

'મને ૭૨ વર્ષ થાય ત્યારે થાઉં પણ ખરી!'

'તો પછી તમારા ૭૨મે વર્ષે હું તમને ઊટીના શિખરે મૂકી દઈશ.' ને જરા રહી એમણે ઉમેર્યું, 'પણ ત્યારે તમે સંગીત તો સંભળાવશો ને?'

મેં કહ્યું, 'આવા કદરદાન દારોગા માટે તો જરૂર સંભળાવીશ.'

વિદાય વખતે પણ તે બોલ્યા, '૭૨ વર્ષે પર્વત પર; યાદ રાખજો.' મેં કહ્યું, 'તે વખતે આપ નામદાર કેટલા વર્ષના હશો?' એમણે જરા ગણીને કહ્યું, 'એકસો ને વીસ!' મેં કહ્યું, 'તો મારે કબૂલ છે!'

આ ભોજનસમારંભને પરિણામે સમાજમાં મારો આદર વધ્યો. ૧૯૧૯ની ૨૩મી નવેમ્બરે છાપાંમાં આવ્યું કે કોઈ પણ પ્રાંતની ધારાસભા નારીમતપ્રદાનનો હક્ક ઠરાવથી મંજૂર કરી શકશે અને પ્રાંતના મતપત્રકમાં સ્ત્રીઓની નોંધણી કરવામાં આવશે."

## ૮

પ્રો. કઝિન્સના જાપાનનિવાસનું બીજું વર્ષ નક્કી થયું ને શ્રીમતી કઝિન્સ સંગીતનાં વ્યાખ્યાનો માટે ત્યાં જવા તૈયાર થયાં. ત્યાં ૧૯૨૦ની ૨૮મી ફેબ્રુઆરીએ શ્રીમતી કઝિન્સ ઉપર મિસિસ બેસાંટનો એવો પત્ર આવ્યો કે ગાડી પાછી ચકલાઈ: 'મારી પ્રિય માર્ગરેટ, તમારા પતિ પાછા આવી જાય, કારણ કે પીઅર્સ હવે અહીંથી જાય છે, એટલે તો કૉલેજ ધૂળધાણી થઈ જશે. માટે તમે બંને કૉલેજમાં પાછાં આવી જાઓ. તમને આ મંજૂર હોય તો તેમનું સરનામું મોકલો એટલે હું તેમને તાર કરીશ; અથવા તમે તાર કરો અને હું ખર્ચ આપીશ.



અમદાવાદની બીજી મુલાકાત વખતે શારદામંદિરમાં કવિઓ તથા સાહિત્યકારો સાથે ડૉ. કઝિન્સની સાહિત્યચર્ચા તથા કાવ્યવાચન

તમે ભેગાં મદનપલ્લીમાં આનંદ કરો એટલે મને પણ જરા ઉપરામ મળશે. સદા તમારી એની બેસાંટ'

તદનુસાર તેમણે તાર કર્યો અને એપ્રિલમાં તો કોલંબોમાં તેઓ શ્રી કઝિન્સની ભેગાં થઈ ગયાં. ત્યાં જાપાનથી એક દિવસ પહેલાં આવેલાં પોલ રિશાર તથા તેમનાં પત્નીનો મેળાપ થયો. થોડા દિવસો બંનેએ એકબીજાની મધુર સોબતમાં સિલોનનાં અનેક સ્થળોમાં અવલોકન અને પર્યટન કર્યાં અને ધનુષકોડીથી ભારતમાં આવવા નીકળ્યાં. માર્ગમાં મદુરાનું વિખ્યાત મીનાક્ષીમંદિર જોયું. સામવેદનું ગાન સાંભળી રોમાંચ અનુભવ્યો, અને એક મિત્રની મોટરમાં તા. ૭મી જૂને મદનપલ્લી પ્રવેશ કર્યો. લોકોએ સરઘસ આકારે સ્વાગત કર્યું; એક વિશાળ ભવનમાં સ્વાગતભાષણો થયાં ને ફરી સરઘસ સાથે ઘરમાં પ્રવેશ કર્યો.

પણ મદનપલ્લી કૉલેજની પરિસ્થિતિ બગડી હતી: તેનો અંજામ લાવવાને અનેક બળો ગતિ કરી રહ્યાં હતાં. મુખ્ય તો મહાત્માજીની પ્રેરણા અને નેતાગીરી નીચે અસહકારની ચળવળથી બ્રિટિશ રાજ્યને ઉકાલવાનું જાહેર થયું (૧૯૨૦, અને તેના એક ભાગરૂપે સરકારી કે સરકારની મદદ લેતી શાળાઓ ખાલી કરવાનું વિદ્યાર્થીઓને આહ્વાન થયું તેની સાથે નવી શિક્ષણસંસ્થાઓ શરૂ થઈ. એ વિષે શ્રી કઝિન્સ લખે છે: 'ભાવિષ્યના જીવન માટે બહુ જ જરૂરી શિક્ષણનાં શિસ્ત અને જવાબદારીમાંથી વિદ્યાર્થીઓને અળગા કરવાથી ભયંકર ભૂલ થઇ રહી છે. તેમાંથી ખતરનાક પરિણામો લાવનારું અમાપ તોફાન ઊઠશે. અમારી રાષ્ટ્રીય કેળવણીના આશયો અને મુદ્દાઓની માગણી થવા લાગી ત્યારે હું ખરેખર મૂંઝવણમાં પડ્યો. વળી એક અસહકારી શાળાના ઉદ્દ્ઘાટન પ્રસંગે મને પ્રમુખસ્થાન લેવાનું કહેવામાં આવ્યું. મેં શ્રી બેસાંટની દોરવણી માગી અમણે તો એમની રીતે તટસ્થતાભર્યો જવાબ આપ્યો: 'કોઇ પણ કેળવણીનું કામ ચાલુ રહે છે.' તો પછી મારે શો વાંધો હતો? ગાંધીજીની ચળવળથી વિદ્યાર્થીઓ

અમારાથી દૂર જતા હતા એમ છતાં તેમણે આ સિદ્ધાંતને આગળ ધર્યો એ દરમ્યાન બેંગલોરની એક 'અવંતન નાટ્યસંસ્થા' તરફથી 'નાટ્યનવોત્થાનમાં નાટકનુ સ્થાન' એ વિષે વ્યાખ્યાન માટે મને આમંત્રણ મળ્યુ તેઓ મારું 'રાજરાણી' પણ ભજવનાના હતા, એ સંસ્થા ગુરુદેવ ટાગોરની મુલાકાત પછી જન્મ પામી હતી. મારું ભાષણ બધાને એટલું ગમ્યુ કે તે વિસ્તારીને લખી આપવા કહ્યુ અને 'બ્રહ્મલીલા' (Play of Brahma) એવા નામે પ્રસિદ્ધ કર્યું ભાગ્યયોગે તે 'ટાઈમ્સ લિટરરી સપ્લિમેન્ટ' (લંડન)ના અગ્રપૃષ્ઠે અવલોકનપાત્ર લેખ્યુ કર્યો

૧૯૨૧ના જાન્યુઆરીમાં ગ્રેગ સાથે સિંધતો એક માસનો પ્રવાસ થયો પૂર્વેના મે જે એકલાએ જોયુ હતુ તે આ વખતે એક બીજુ નેનયુગનના મદદથી નીરખ્યુ. ઉદયપુરથી અમે દિલ્હી જવાને સ્ટેશન તરફ જતા હતા ત્યા રસ્તામા રાજસમાધિના દરવાજે એક શણગારેલો હાથી અને ઉપરના નકસીદાર હોદ્દામા એક વ્યક્તિ જોઈ મે તેને ઉદયપુરના ગાદીવારસ તરીકે ઓળખી લીધા, એટલે વખતસર મારી મોટરમાથી મે સલામી આપી. સ્ટેશન પર પહોચતા જાણ્યુ કે ગાડીને ઊપડતી રોકવામાં આવી હતી! એક અમલદાર દોડતો આવી કહી ગયો કે નામદાર મહારાણાકુમાર આપને મળવા આવી રહ્યા છે એ જુવાન તેજસ્વી નરવીરે અમને પ્રસન્ન હાસ્યે વધાવ્યા તેમને અમારી ટૂંકી મુલાકાતની જાણ હતી તેમ જ શ્રીમતી કઝિન્સ ભારતીય સન્નારીના અભ્યુદય માટે કેટલુ કરી રહ્યા છે તેમ જ હુ કળા અને સંસ્કૃતિ માટે શુ કરુ છુ તે પણ તેમની જાણમા હતુ એટલે અમે ઉદયપુર ગયા તે માટે આનંદ દર્શાવી ફરી લાંબી મુલાકાતે આવવા કહ્યુ કે જે વખતે મહારાણાશ્રી પણ હોય અમારા જેવા ભટકતા જનો માટે એ નામદારનો ભાવપૂર્ણ વિનય પામી અમે આનંદ પ્રદર્શિત કર્યો, અને કર્યો મંદનપલ્લીના જૂ પર્દા અને કયા આ અદ્ભુતપૂર્ણ શૌર્ય અને આચીનતા

ભર્યાં રાજપૂતાનાના શ્રેષ્ઠ રાજવીરના આરસમહેલો, એમ એ બેની વચ્ચે ઝુલાવતા ભાવિના તરંગો પર વિચારો કર્યા.

પછી દિલ્હીનાં પ્રાચીન સ્થળો અને બ્રિટિશ સરકારે ચારે છેડે સ્થાપેલી સત્તાના પ્રતીક સમું નવું દિલ્હી જોઈ મનુષ્યના વિકાસના કાનૂનોના અપરાધો છુપાવી બેઠેલા કર્મદેવતાનું દર્શન કર્યું.

૧૯૨૧ની ૧૭મી જાન્યુઆરીએ તો સિંધ હૈદરાબાદમાં અમે ભાષણો અને મુલાકાતોમાં ઘેરાઈ ગયાં. ગ્રેટાએ 'નારી પ્રતિ નરની જવાબદારી' ( Man's Responsibility to Woman ) વિષે વ્યાખ્યાન આપ્યું ત્યારે વિશાળ થિઑસૉફિકલ ભવન ખીચોખીચ ભરાઈ ગયું હતું. સિંધ પછી ૧૯૨૧ના ઑકટોબરમાં એક પખવાડિયું અમે શાન્તિનિકેતનમાં ગાળીને આધ્યાત્મિક તેમ જ રસાત્મક ઉડ્ડયનમાં તાજગી મેળવી. ગુરુદેવ સાથે તો વખતોવખત વાર્તાલાપોના ફુવારા છૂટતા; પણ ખાસ કરીને પ્રભાતમાં અગાશીમાં આશ્રમના અધ્યાપકો ને અતિથિઓ આવી બેસતા ત્યારે થતી પ્રશ્નોત્તરીમાંથી ગુરુદેવ ધર્મ, તત્ત્વજ્ઞાન, કળા ને શિક્ષણના અનેક પ્રદેશોનાં ઊંડાણ ઉઘાડતા. અમારો એ લાંબા ગાળાનો સુખમય પરિચય મનથી મનના વિનિમયનો નહિ પણ અંતસ્તલમાં રહેલા આત્મન ને આત્મનનો સંવાદ હતો. ઉચ્ચ વિહારના એ પ્રસંગો પૂરા થતા ત્યારે મુગ્ધ બનેલાં વિદાય લેનારાંને વાસ્તવિકતાનું ભાન દુઃખકર બનતું. શિષ્ટાચારો કે ઉચ્ચારથી એ મસ્ત અનુભવદશાનો ભંગ કરનાર શબ્દો ચૂપ બની જતા. વિદાય દર્શાવવા હું ગુરુદેવનાં ચરણોને સ્પર્શમાત્ર કરતો. ગ્રેટા તેમની કેશાવલિ ચૂમતી.

ત્યાંથી રંગૂનમાં મંડાલે, પ્રોમ વગેરે સ્થળોનાં પ્રાચીન બુદ્ધધામો જોયાં અને ઉટાકામંડ આવી બે માસની વિશ્રાંતિ લીધી. આ અરસામાં મિત્રોના આગ્રહથી જાપાનના અનુભવો 'ન્યૂ જાપાન'

નામના પુસ્તકરૂપે લખી નાખ્યા. તે સાથે માર્ગરેટે લખેલું ' એશિયાની સ્ત્રીજાગૃતિ ' ( Awakening of Asian Womanhood ) પ્રસિદ્ધ થયું ને ઘણો આદર પામ્યું.

૧૯૨૨માં અધાર ખાતે મળેલી રાષ્ટ્રીય શિક્ષણ પ્રચારક સભાએ રાષ્ટ્રીય યુનિવર્સિટી બંધ કરી દેવાનો નિશ્ચય કર્યો. છતાં શ્રીમતી બેસાંટે નિઃશ્વાસ નાખી કહ્યું, ' એ યુનિવર્સિટીનું કાર્ય કરે એવી એકાદ સંસ્થા હોવી જોઈએ ! ' કૃષ્ણમૂર્તિ ( છદ્દુ ) એ વખતે ત્યાં ઊભા હતા. અમે એકબીજાની નજીક થયા એટલે કૃષ્ણજીએ કહ્યું, ' સાંભળ્યું તમે, તેમણે શું કહ્યું ? આપણે તે બોલ ઉપાડી લેવો જોઈએ. ' હું તો મદનપલ્લીમાં વધારાનાં વ્યાખ્યાનોથી એ કાર્ય કરી જ રહ્યો હતો. અમે ઘણી મંત્રણાઓ બાદ ૭ મહિનાના એક સત્રની યોજના ઘડી કાઢી. શ્રીમતી બેસાટને તે યોજના પસંદ પડી, પણ તે માટે વધુ ખર્ચ કોઈ માગે નહિ એ શરત કરી, ને તેઓ ઑસ્ટ્રેલિયા ગયાં ત્યાં થિયોસોફિકલ અગ્રણીઓ પાસે તે રજૂ કરી, પાછાં આવીને તેમણે તેનો સ્વીકાર જાહેર કર્યો અને મેં સૂચવેલું નામ ' બ્રહ્મવિદ્યા-આશ્રમ ' મંજૂર થયું.

તો હવે કામ કેમ શરૂ કરવું તે માટે તેમણે વાત કરવા મને બોલાવ્યો. તે વખતે ઉત્તર ભારતમાં એક સારા પગારવાળી પ્રાધ્યાપકની જગ્યા મને મળવાની હતી તે મેં જણાવ્યું. તેમણે મને સાફસાફ અધારમાં જ રહેવાનું કહ્યું. જો હું જવાનું નામ લઉં તો ' બ્રહ્મવિદ્યા-આશ્રમ 'ની વાત ઉડાવી દેવાની ને ' થિયોસોફિસ્ટ 'માં તેના સમાચાર આપતા લખાણનું પ્રૂફ પણ જે તૈયાર થઈ ગયું હતું તે ફાડી નાખવાની વાત કરીઃ જાણે કે મુદ્દાની વાત મારા આધારે જ હોય. ફરી વાર એક તરફ ' હોદ્દો અને દ્રવ્ય ' ને બીજી બાજુ ' આધ્યાત્મિક કાર્ય ને પેટ પૂરતા ભથ્થા ' વચ્ચે મારે પસંદગી કરવાનો પ્રસંગ

આવી ઊભો. મેં તુરત કહ્યું: 'અંમ્મા! મૂર્ખ કાઢી નાખવાની જરૂર નથી; હું એ જગ્યાં માટે 'ના'નો તાર કરી દઈશ.' એ વખતે તેમણે ઉમળકાથી મારો હાથ પકડી હલાવ્યો, જેથી મારામાં કોઈ શક્તિનો સંચાર થઈ ગયો. બીજે દિવસે સવારની સભામાં તેમણે મને એ સંસ્થાનો 'પ્રોટેમ' રજિસ્ટ્રાર નીમી દીધો.

૧૯૨૧ના ઓગસ્ટમાં યોગી તત્ત્વજ્ઞ શ્રી અરવિંદ ઘોષની પાસે મારે જવાનું થયું હતું. તેમણે ભારતની લાંબી પરંપરાનો આનુભાવિક પરિચય મને આપ્યો. પછીથી એમણે મારા 'New Ways of English Literature'નું અવલોકન કરતાં લખ્યું હતું: 'ભારતમાં પ્રથમ દરજ્જાનું વિવેચનસાહિત્ય ક્યારેક્યારે પ્રકાશન પામતું નથી. આ છે તે વિશેષ કરીને એ પ્રકારનું છે.' બંગાળની ચિત્રકળા ઉપરની મારી પ્રથમાવૃત્તિને આગળ રાખીને તેમણે 'The Renaissance in India'નો લેખ એમના માસિક 'આર્ય'ના કેટલાક અંકો સુધી ચલાવ્યો હતો. એમની સાથેના વાર્તાલાપો તો બધા વીસરાઈ ગયા છે, પણ વિનય અને પ્રજ્ઞા, વિચારની અગાધતા, અને લાખોમાંથી કોઈને જ હોય એવો વિશાળ અનુભવ મારા મન પર છપાઈ ગયાં છે.

૧૯૨૨ના ઓગસ્ટમાં સરોજિની નાયડુ બીમાર થઈને આવ્યાં. રોજ સવારમાં અમ્મા (બેસાન્ટ) પોતાની મોટરમાં તેમને માટે કૉફી ને બીજો નાસ્તો લઈ જાતે જતાં, તે અમારી બારીમાંથી અમે જોતાં. આવું કામ બીજા કોઈને સોંપી શકાય; તો પણ બેસાંટ તો અંતરજ્ઞાની occultist અને માનસચિકિત્સક હતાં. જીવનને પદાર્થો કરતાં પ્રેમની વધુ જરૂર છે. એના વિના જીવનની સર્વ ક્રિયાઓ સત્ત્વહીન બની જાય.

એક વાર (૨૯ સપ્ટે., ૧૯૨૨) બપોરે ભોજન બાદ જરા આરામ લઈ રહ્યો હતો ત્યાં એક યુવાન કાર્યકર મિત્રે ઉઘાડી બારીમાં ડોકું કરી ઘોઘરે સાદે, જાણે પૃથ્વીનો અંત કે આરંભ થતો હોય તેમ,

જણાવ્યું : 'કવીશ્વર આવ્યા છે !' હું અને મારી પત્ની એકદમ અરધી-પરધી માનની લાગણી દર્શાવતાં વ્યવસ્થિત થઈ ગયાં, એટલામાં તો અમારી આડરૂપે એક મજલીપદ્મનો પરદો હતો ત્યાં બેસવાના ભાગમાં કવિ આવી ઊભા ! એમનો લાંબો ઝભ્ભો; ઉપર ઊંધી ધારની ટોપી, લાંબી ઝૂલતી દાઢી ને ઉપર અમીરી નાક : સુંદર ભૂરી આંખો નચાવતા તે હસી રહ્યા હતા. એમણે તો સાહિત્ય અને તંત્રની વાતો ચલાવી તે બે કલાક ચાલી ! એમના પ્રસિદ્ધ અનુગામી શ્રી ઍન્ડ્રૂઝ પણ એમની સાથે હતા. બંને દક્ષિણ ભારતના ટૂંક પ્રવાસે આવ્યા હતા. મારી સાથેની વાતોમાં તેમણે એક સામયિક ને એક આંતરરેશીય વિદ્યાપીઠ-(વિશ્વભારતી)ના મુદ્દાની છણાવટ કરી. ટાગોર પોતે સામયિક માટે બેપરવા હતા, પણ હું અને ચાર્લી (ઍન્ડ્રૂઝ) પત્ર માટે આગ્રહી હતા.

આ જ અરસામાં અમેરિકાનાં સંગીતકલાકારો હેન્રી અને ઈથલ ઈમહીમ આવ્યાં. તેમણે સુંદર જલસો આપ્યો. તેમને હિંદનું સંગીત સંભળાવવા તે વખતે હું મદ્રાસમાં આવેલા વિખ્યાત ગાયક અબ્દુલ કરીમખાંનું ગાન સાંભળવા લઈ ગયો. બે કે ત્રણ ટૂંકી ચીજો સાંભળ્યા પછી ઈમીએ કાનમાં કહ્યું, 'આ સંગીતમાં મોં-માથું કંઈ સમજાતું નથી. એમાં સમયનો આંતરો નથી.' મેં ઉસ્તાદને એ વાત કહી અને આંતરો સમજાવવા કહ્યું. તેણે એના મધુર સાદે ફરી ગાયું. તે સ્વરાલાપ તો સુંદર હતો, પણ સમયનું કંઈ સમજાયું નહિ. આથી ખાંસાહેબે ગોઠણ પર દરેક આલાપને તાલ અને સમ આપતાં ફરી ગાઈ બતાવ્યું. એક-ખાલી, એકએ-ખાલી, એકબેત્રણ-ખાલી, એમ ૧૪માં ૧૦ તાલી, ૪ ખાલી એમ બીજી વાર બતાવ્યું ત્યારે બોસ્ટન વાદ્યમંડળનો મહાન ઉસ્તાદ આંખો ફાડીને મારી સામે જોઈ રહ્યો ને કહ્યું, 'જીમ્મી, તાલની એક અવનવી સૃષ્ટિ આજ મેં જાણી !'

ભારતનાં પ્રથમ વીસ વર્ષમાં અંગ્રેજી તરજૂમાઓ મારફત ભારતનું

સાહિત્ય જેટલા પ્રેમ અને આદરથી વાંચ્યું હતું તેટલો જ પ્રેમ અને ઉત્સાહ તેનાં કળાશિલ્પ માટે પણ છેલ્લાં પાંચ વર્ષમાં ઉદ્‌ભવ્યો. એ સર્વમાં પ્રકાશમાન થતી આકાંક્ષાઓ અને અદૃષ્ટની કલ્પનાઓએ મને આધારશક્તિ અને પ્રેરક બળ આપ્યું. ભારતમાં પ્રવાસો કરતાં મને સમજાયું કે એના જમણા હાથને ( લેખન-સાહિત્યને ) ભાગ્યે જ ખબર હતી કે ડાબા હાથે સૌંદર્યનિર્માણનું કેટલું યે કાર્ય થઈ ગયું છે. તે જ પ્રમાણે ડાબાને જમણા વિષે એવું જ અજ્ઞાન હતું. મને લાગ્યું કે આ સ્થિતિ બરોબર નથી. મારા માનસના પાછલા ભાગમાં એક એવું વિચારબીજ પડી ગયું હતું, જેના પર નજર કરવાનો સમય આવી લાગ્યો હતો.

કરાંચીની શિક્ષણયાત્રા પ્રસંગે એક વ્યાખ્યાનમાં મારા વચનમાં એવો એક વિચાર છૂટયો કે ભારતના વિવિધ પ્રાંતોમાં ચાલી રહેલી કલા-પ્રવૃત્તિઓના સમાચાર જુદાંજુદાં સંસ્કારકેન્દ્રોને પહોંચાડનારું એક મથક હોવું જોઈએ. એ વખતે સુપ્રસિદ્ધ કેળવણીનિષ્ણાત ટી. એલ. વાસવાણીએ પ્રમુખસ્થાનેથી મારા સૂચનને સમર્થન આપ્યું અને શ્રોતાઓએ હર્ષનાદથી તેને વધાવી લીધું.

૧૯૨૩માં કલકત્તાથી મેં મર્યાદિત સમયમાં ભારતની શકય તેટલી સાંસ્કારિક દશાનો તાગ લેવાનો પ્રવાસ આરંભ્યો. સ્થાનિક કલા-ઉદ્યોગની પ્રવૃત્તિનો સમુદ્ધાર કરી શકે એવાં ગૃહો કયાંકયાં થઈ શકે તે તપાસીને જે મથક ઊભું કરવા ધાર્યું હતું ત્યાં એ પ્રવૃત્તિઓનાં વિનિમય અને નોંધ લેવાય અને કલા તથા સંસ્કારના સ્વામીઓની પણ બીજી અકાદમીઓના જેવી કદર કરી શકાય તો તેનું સ્વરૂપ નક્કી કરી શકાય. ૧૯૨૩ના જુલાઈની ૨૩ના દિને કલકત્તા યુનિવર્સિટીના અનુસ્નાતક વર્ગ માટે તેનાં બે વ્યાખ્યાનોથી પ્રારંભ કર્યો. એ પહેલાં 'બંગાલવ્યાઘ્ર' ગણાતા સર આશુતોષ મુખરજીની

મુલાકાત લીધી. નીડર બોલનાર એ નર પોતાનું બોલ્યું નીડરપણે પાર પાડવામાં સરકારી તંત્રની પણ પરવા કરતા નહિ, અને તેથી એમના વાઈસ-ચૅન્સેલર પદમાં મુશ્કેલીઓ પણ ઊભી થતી. એમણે મારો પ્રવાસક્રમ જાણી લીધો અને જાતમાહિતી પ્રમાણે નિર્ણય કરવા બદલ ખૂબ સહાનુભૂતિ બતાવી. તેમના પ્રમુખપણા નીચે મેં યુનિવર્સિટીમાં આપેલા વ્યાખ્યાન 'ભારતીય સંસ્કૃતિનું વિશ્વમૂલ્ય' (The Value of Indian Culture to the World) વખતે તેમણે મને સરસ ટેકો આપ્યો. વિદ્યાર્થીઓનો પણ ઉત્તમ પ્રતિઘોષ મળ્યો, અને વર્તમાનપત્રોએ તેનો પૂરો અહેવાલ છાપ્યો.

મારાં અનુરતાક-વ્યાખ્યાનોમાં કલાનાયકો શ્રી અવનીન્દ્રનાથ તથા ગગનેન્દ્રનાથ અને 'રૂપમ્'ના તંત્રી કલાવિવેચક શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી પણ હતા. ત્યારે ખૂબ છૂટથી મેં વિચારો વિકસાવ્યા અને છેવટે અતિપ્રચંડ તાલીનાદ સાથે મેં વ્યાખ્યાન આટોપ્યું. તે વખતે પણ પ્રમુખસ્થાને સર આશુતોષ હતા. પાછળથી એક બાજુ મને ખેંચી જઈને તેમણે કહ્યું, 'તમારા પ્રવાસનો અનુભવ યુનિવર્સિટી આગળ બાર વાર્તાલાપોમાં આપજો; અને તે પ્રસિદ્ધ પણ થશે.' ફરી જ્યારે અપાર મેદની પાસે બીજું વ્યાખ્યાન અપાયું અને હું વ્યાસપીઠ પરથી ઊતરતો હતો ત્યારે સર આશુતોષે મારો હાથ પકડી અટકાવ્યો અને બોલ્યા, 'યુનિવર્સિટીનાં ભાષણોમાં આભારવિધિ હોતો નથી, પરંતુ આજના વક્તાનાં તો બે ભાષણો માટે જ નહિ, પણ એમણે ભારતના વિવિધ પ્રાંતોનાં સાંસ્કારિક સંશોધન અને આપલે માટે જે યોજના વિચારી છે તે માટે પણ આપણે તેમના આભારી છીએ. આશા છે કે તેઓ વહેલા પાછા આવી આ યુનિવર્સિટીને તેમના અનુભવો પર વ્યાખ્યાનમાળા આપશે.'

વર્તમાનપત્રોએ આ વચનોની નોંધ લીધી અને ભારતને છાજે

એવું માનશુકન મને આ કામમાં આપ્યું. પછી થિયોસોફિકલ સોસાયટીમાં મારું વ્યાખ્યાન થયું. ત્યાં પણ સર આશુતોષ પ્રમુખ થયા. તેમણે જણાવ્યું કે તેઓ તે દિવસે પહેલી જ વાર થિયોસોફીના સમારંભમાં હાજર થયા હતા. આવી રીતે મારાં ભાષણોથી હૃદયની વિશાળતા પ્રકટી જોઈ મને ખરેખર ખૂબ જ હર્ષોદ્રેક થયો. પછી તો કૂચબિહારમાં 'જપાનમાં બુદ્ધજીવન અને કળા' વિષે અને 'ઓરિએન્ટલ આર્ટ સોસાયટી'માં 'ભારતીય કળાનું ભાવિ' એ વિષે પણ હું બોલ્યો.

પછી ચાર દિવસ શાંતિનિકેતનમાં ગાળ્યા, પણ ત્યાં કલાસંસદનો વિચાર ખીલ્યો નહિ. ત્યાં તો મહાપ્રભાવંત પ્રતિભાએ હવા ભરી દીધી હતી. તેમની સન્મુખ સંસદની વાત ધીરી પડી જતી કે દૂર જતી લાગી.

પટણા, બનારસ, આગ્રા, દિલ્હી, અમૃતસર, શ્રીનગર, સિંધ હૈદરાબાદ, અમદાવાદ અને મુંબઈ થઈ અડ્યાર જવાનો પ્રવાસક્રમ હતો. વખતના અભાવે એ બધે સ્થળે જે માણસો પોતાના પ્રદેશના કળા-સાહિત્ય વિષે હકીકતો આપી શકે તેમની જ સાથે વાતો કરી, અને પ્રથમ અવલોકનથી જેમ જરૂર લાગી તે પ્રમાણે ધોરણ અને પદ્ધતિનો વિચાર ગોઠવી બધાને પ્રશ્નો લખી આપવા કહ્યું, જેના પર અડ્યાર જઈને મેં વિચારપૂર્વક જવાબો લખવાનું ઠરાવ્યું.

સિંધ હૈદરાબાદ ખાતે સંસદપરિષદ અને ઘટતી વ્યાખ્યાન-માળાની યોજના હતી. ત્યાંના ઉપવન-સંમેલનમાં મને પ્રથમ જ લાગ્યું કે સંસદની ભાવનાની ખરી ને ઉત્તેજક લાગણી ત્યાં પ્રવર્તતી હતી. પછી અમદાવાદમાં મને ગુજરાતની એક સ્થાનિક સંસદ રચી શકાય એવા ઉપલબ્ધ સર્જક સંજોગોનું સંપૂર્ણ સ્વરૂપ જોવા મળ્યું. નાનામોટાં સાહિત્યિક મંડળો અને રવિશંકર મ. રાવળ જેવા માન્ય પ્રેરક ગુરુના આદેશથી એક ચિત્રકારસમૂહની સ્પષ્ટ ભાત પાડતી કલાપરંપરાનો ઉદય એ આશાપૂર્ણ પ્રસંગ હતો; ને એ દિવસના

મારા નિવાસ દરમિયાન થયેલા આઠ લાંબા સમારંભોથી સંસદ-પરિષદના વિચારને એક પ્રકારની સફળતા મળી લાગી.

સૂરતમાં સ્થાનિક કારીગરોનાં આશ્ચર્યકારક કૌશલ્યને તેમની વ્યાપીકી કળાને પહોંચવાને સમર્થ બનાવવા માત્ર તેમની કદર અને ઉત્તેજન જ જરૂરી લાગ્યાં. ત્યાં સંસદની કેટલીક ભાવનાઓ અમલી બનેલી જોઈ. સ્થાનિક શિલ્પીઓ અને ચિત્રકારોની ડિરેક્ટરી પણ તૈયાર થયેલી હતી. વળી ત્યાં જૂનાં ગ્રંથચિત્રો અને લાકડકામનો પણ સુંદર સંગ્રહ થઈ રહ્યો હતો. મુંબઈ છેલ્લું હતું. ખૂબ થાક લાગ્યો હતો, પણ કાવસજી જહાંગીર હૉલની ચિક્કાર મેદનીએ મારા પગ સ્થિર રાખ્યા અને 'વિશ્વને ભારતનો સંદેશ' (India's Message to the World) સંભળાવી ૧૯મી ઑગસ્ટે હું અડ્યાર આવી પહોંચ્યો.

૯

# કળાની પ્રવૃત્તિ અને યુરોપનો પ્રવાસ

અડ્યાર પહોંચ્યા પછી તેમણે સાંસ્કૃતિક અન્વેષણની તપસીલ કરવા કેટલાક ક્રમવાર પ્રશ્નોનાં વિગતવાર પત્રક છપાવી ૬૦૦ પ્રતો પોસ્ટમાં રવાના કરી. મહિનાઓ વીત્યા પછી મોઢાની વાતો કરનારા એક ટેકેદારનું પોસ્ટકાર્ડ માત્ર મળ્યું. તેમાં આ જવાબોમાંથી એકેડેમીનો વિચાર ઠીક પ્રગતિ કરે છે એવી લાગણી બતાવી હતી. બીજે કયાંયથી જવાબ નહોતો. સર આશુતોષ મુખરજી દિવંગત થયા પછી એકેડેમીની ભાવનાને વીસે વર્ષે એક તેલુગુ નેતા ડૉ. વિશ્વેશ્વરરાવે ઇ. ૧૯૪૮-૫૦માં સરકારી યોજનામાં તેને નવો અવતાર આપ્યો.

ડૉ. કઝિન્સ ભારતીય કલા-સાહિત્યના ઉદ્‌ગમ માટે અથાગ પરિશ્રમ ને દોડાદોડી કરતા હતા તે દરમ્યાન શ્રીમતી માર્ગરેટ બેઠાં રહ્યાં નહોતાં. ઈ. ૧૯૨૧ની ચૂંટણી વખતે તેમની મહેનતથી જ રાજસભાઓમાં સ્ત્રીઓને કાયદેસર મતાધિકાર મળી ચૂકયો હતો. શ્રી બેસાંટની સંમતિ લઈ તેમણે અડ્યારથી નારીપ્રવૃત્તિ શરૂ કરી. બધે જ પ્રસિદ્ધ વક્તાઓએ ગંભીરપણે આ પ્રશ્નને ભાષણોમાં વધાવી લીધો. બ્રિટિશ ભારત ઉપરાંત દેશી રાજ્યોમાં પણ સ્ત્રીઓના અધિકારોને સંમતિ મળી. એક વાર ચિંગલપુટ જિલ્લાના કલેક્ટર મિ. ગેલેટિસ અને કેટલાક બીજા મહેમાનો સાથે ભોજન ચાલતું હતું તેવામાં અચાનક કલેક્ટરે પૂછ્યું, 'શ્રીમતી કઝિન્સ, તમે મેજિસ્ટ્રેટ બનશો?' ઈ. ૧૯૨૨ની ૧૬મી ઑક્ટોબરે પુછાયેલો આવો પ્રશ્ન ભારતના ઇતિહાસમાં પહેલવહેલો હતો. એમણે ઉમેર્યું કે 'સ્ત્રીઓને બીજી પદવીઓ તો

આપવામાં આવે છે, પરંતુ ન્યાયપંચમાં પણ ઘણી વાર સ્ત્રીઓના મુકદ્દમા વખતે સ્ત્રીઓની જરૂર રહે છે. જો કે આ રિવાજ શરૂ કરવાને સરકારની રજા તો માગવી જ પડશે.

અને ઈ. ૧૯૨૩ની ૧૯મી ફેબ્રુઆરીએ શ્રીમતી કઝિન્સનો જન્મ-દિવસ હતો, અને સાથે તેમનું 'ભારતીય નારીનું અભ્યુત્થાન '(The Awakening of Indian Womanhood) પ્રસિદ્ધ થયું, બરાબર તે જ દિવસે, કોર્ટમાં તેઓ એક નિવૃત્ત બ્રાહ્મણ મૅજિસ્ટ્રેટ, એક અબ્રાહ્મણ, એક ખ્રિસ્તી અને એક મુસ્લિમ ગૃહસ્થની સાથે ન્યાયપંચમાં જોડાયાં. એ પ્રસંગને ઐતિહાસિક ગણીને કોર્ટના વકીલોએ ફૂલહાર તથા ભાષણોથી વધાવ્યો. તેઓ ગામડાંમાં જતાં અને લોકોના સંસારી ઝઘડાનું રૂબરૂ વાત કરી સમાધાન કરાવી દેતાં. તેમણે દેશમાં ચારે તરફ ફરી મોટાં નગરોનાં મંડળો અને સભ્યોની સાથે સંપર્ક સાધ્યો. એ જ વર્ષમાં આયર્લંડને પ્રજાસત્તાક મળ્યું. ગુરુદેવ ટાગોરે ભર-ચોમાસામાં ફરી તેમને મુલાકાત આપી. પ્રસિદ્ધ વાયોલિનિસ્ટ લીઓપોલ્ડ મ્રેઝિસ્લાવ મદ્રાસ આવતાં અદ્યારમાં મેળાવડો થયો. તેમાં શ્રીમતી માર્ગરેટ તેમને પિયાનોમાં અદ્ભુત સાથ આપ્યો, અને શ્રી બેસાંટે બીજે દિવસે કહ્યું, 'તમારાથી હું ઘણું ગૌરવ પામી. કાલે તમારી સંગીતકળાથી સરકાર અને અદ્યારનો સંબંધ નિકટનો બન્યો છે.'

## જગન્મોહન ચિત્રાલય

એ વિષે તો ડો. કઝિન્સની જ નોંધ જોઈએ: '૧૯૨૪ના ઉનાળાની રજામાં કૂર્ગના જૂના વિદ્યાર્થીઓને મળવા જતાં મેં મ્હૈસૂરનું પાટનગર જોવાની મુરાદ કરી. મારા ત્રણ વિદ્યાર્થીઓના દાદા યજમાન હતા. હું ત્યાં ગયો એવો મહારાજાના સેક્રેટરીનો પત્ર આવ્યો કે બીજે દિવસે સાંજે મારે ગ્રીષ્મવિહારમાં તેમને મળવું. અણધાર્યું રાજ્યનિમંત્રણ મળતાં કૂર્ગ જવાનું મુલતવી રાખ્યું. વખત થતાં ખાનગી મંત્રી શ્રી મીરઝાં

મહમદ ઇસ્માઇલ આવી ઊભા. એમણે મને શહેર ફરતા સુંદર રાજ્ય-માર્ગો ઉપર તેમ જ ચામુંડી હિલ ઉપર ફેરવ્યો. ટેકરી પરથી વાઇસરૉયો તથા ગવર્નરોના મુકામો માટે બંધાતું એક સુંદર મકાન મને બતાવી શ્રી મીરઝાંએ મારું માર્ગદર્શન માગ્યું કે તેની અંદરનાં શણગાર-સુશોભન કેવાં કરવાં કે જેથી મહેમાનો ત્યાં હોય નહિ તે વખતે ત્યાં કળાનું એક સુંદર ચિત્રધામ બની રહે અને તેમાં ભારતની કળાકૃતિઓ પણ હોય.

આહા ! એ તો મારા મનમાં ઘોળાઈ રહેલી એક યોજનાનો જ વિષય હતો કે એકાદ અતિથિગૃહમાં બૌદ્ધ, રાજપૂત અને મુઘલ કળાની સાથે આજના ભારતીય કળાપ્રવાહો રજૂ કરતા સંગ્રહોની સજાવટ કરવાનું મારા હાથમાં આવે. બહારથી ઊતરી આવેલા વિચિત્ર સંસ્કૃતિ-પ્રવાહોની માયાજાળમાંથી મુક્ત કરીને ભારતની ઉત્કૃષ્ટ કળા પ્રતિની સત્યસર્જક વફાદારી ( *true creative allegiance* ) તરફ તેના આત્માને અભિમુખ કરવાના વિચારે હું એક શાંત સમાધિમાં મસ્ત થઈ ગયો.

કળા પ્રતિ મારી લગની જાણીને શ્રી મીરઝાં બપોરના મને મહારાજાના દાદા રહેતા હતા તે જગન્મોહન મહેલ બતાવવા લઈ ગયા. બીજા રાજમહેલોની જેમ ત્યાં પુરાણી કલાકારીગરીની વસ્તુઓ, ઘડિયાળો, પલંગો, ચિત્રો, ફોટોગ્રાફો, ધાતુકામ, વસ્ત્રો વગેરે અસ્તવ્યસ્ત સંઘરી રાખ્યું હતું. આ બધી વેરવિખેરને ગોઠવીને એક કલાત્મક વ્યવસ્થા ત્યાં લાવી શકાય એમ મેં સૂચવ્યું, એટલે શ્રી મીરઝાંએ મને આમંત્રણ આપ્યું કે મારી સગવડે મારે મહારાજાના મહેમાન બનીને મ્હૈસુર આવવું અને એ મહેલનું નવવિધાન કરવું.

ગ્રીષ્મભવનમાં મહારાજા શ્રી કૃષ્ણકુમાર વુડિયર સાથે મુલાકાત થતાં તેમણે મને ભારતીય કલાના મિત્ર તરીકે આવકાર્યો અને પોતે પણ કલા સંબંધી વાતો કરી; છતાં પૂછ્યું કે મારી ભાવના પ્રમાણે

મ્હૈસુર અનુકૂળ થશે ખરું ? શ્રી મીરઝાંએ તો મને ખાતરી આપી કે મારી વાતોથી ભારતીય કળાનો મહારાજાને રસ લાગ્યો છે. એથી મારી નાની યોજના જતી કરી દીધી. શહેરની વચ્ચોવચ્ચ જ્યાં હજારો લોકોની નજર પડે એવા કેન્દ્રસ્થાને ભારતીય કળાનું કેન્દ્ર ઉપજાવવું શું ખોટું ? મારું અંતર હા પાડી ગયું. દીવાનની આ સૂચનામાં જાહેર હિત માટેનો તેમનો સુંદર પક્ષપાત હું સમજી શક્યો.

ત્યાંનું કામ હાથમાં લેતાં પહેલાં મારે બેંગલોર એક બીજા પ્રદર્શનની સજાવટ માટે જવું પડયું. ત્યાં કે. વી. વ્યંકટપ્પા નામના શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરના એક તરુણ શિષ્યનાં સુંદર ચિત્રો હતાં. તેમાંથી ચાર મહારાજાએ પોતા માટે ખરીદીને મને નવા ચિત્રાલય માટે સોંપ્યાં. એ પછી મ્હૈસુરની મારી પહેલી સાદી મુલાકાતમાં પણ નવો પલટો થયો. મ્હૈસુર યુનિવર્સિટીએ મને કળા અને વાઙ્મય ઉપર ૭ વ્યાખ્યાનો ( જે પૈકી બે ખાસ ભારતીય કળા ઉપર) આપવાનું નિમંત્રણ આપ્યું. બેંગલોરનું પ્રદર્શન યુનિવર્સિટી હોલમાં યોજ્યું અને લોકો માટે ઘણા દિવસ સુધી ખુલ્લું રાખ્યું. તે સાથે શ્રીમતી કઝિન્સને પણ સંગીત ઉપર બે વ્યાખ્યાનો સોંપાયાં. એ બધા દિવસો શહેર અને યુનિવર્સિટી માટે નોંધપાત્ર બની ગયા.

પ્રદર્શન પૂરું થયું ત્યારે નામદાર મહારાજાએ તેમાંથી સોળ ચિત્રો ખરીદી લઈ નવા ચિત્રાલય માટે મને સોંપ્યાં. ત્યાંના વિશાળ ખંડોમાં ગોઠવવાને મારી પાસે માત્ર બે ડઝન જેટલાં ચિત્રો હતાં તેમાં એ ઉમેરો ઠીક થયો. એ સમય પૂરતા સૂચિપત્રમાં માત્ર ૫૪ કૃતિઓ નોંધાઈ. મને પૂરી સત્તા મળી હતી કે ખરી કળાકૃતિને જ નવી રચનામાં સ્થાન આપવું. એમાં પછી લાગણીવેડા ન જોઈએ. મહેલનો ખેરીચો બધો એક બાજુના ખંડમાં ભંડી દીધો. એથી તે બધાની વિચિત્ર અસરોમાંથી બચી નીકળતાં સારાં ચિત્રો અને પ્રતિમાઓની ખૂબી બહાર આવી.

દસ દિવસની હેરવણી-ફેરવણી, ખરેખરે દોડાદોડ, કામ કરનારાઓને રંગે ચડાવવા, આધુંપાછું કરી યોગ્ય મેળ લાવવો વગેરે સાથે મારી જવાબદારીનું ભાન રાખવું, એમ કરતાં આખરે વ્યવસ્થિત રૂપ આવ્યું. અને પછી તો ધારણા કરતાં યે અનેક ગણો વિકાસ ત્યાં થતો રહ્યો અને હજારોની સંખ્યામાં માણસો તેનો લાભ મેળવી શક્યાં.

ચિત્રશાળાની સ્થાપના પછી એવા સંજોગો આવતા ગયા કે જેથી એક વાર આયર્લૅંડ જવાની અમારી ઇચ્છા એક જ વર્ષમાં ફલિત થવા પામી. છેલ્લાં દસ વર્ષમાં ત્યાં બળવો, આંતરવિગ્રહ અને અમારા કેટલાક જૂના સાથીઓએ પાર્લમેન્ટ સાથે કરેલા બિનસંતોષકારક સમાધાન( *unsatisfactory peace* ) થયાં હતાં. અમારી જૂજ આવકમાંથી ત્યાં જવાની ઇચ્છા પૂરી થવી શક્ય નહોતી, એટલે અમે બંનેએ પહેલાંની પ્રાર્થનાઓ ફરીથી કરી કે ઓ ઈશ્વર, ચિત્ર બદલો, ચમત્કાર દાખવો !

પણ મ્હૈસૂરની ચિત્રશાળા ચમત્કાર નહોતો. એ કામ માટે મારો પ્રેમ હતો. મને માત્ર પ્રવાસખર્ચો મળતાં, સરસ આતિથ્ય અને આશ્રય મળતાં. મ્હૈસૂરના ભારતપ્રસિદ્ધ દશેરા પર્વની એ વર્ષે ઉજવણી થઈ ત્યારે મ્હૈસૂરના બૅંડમાસ્તર મિ. ઑટો શ્મિટ(Otto Schmidt ) સાથે સંઘવાદનની એક યોજના વિચારવા શ્રીમતી કઝિન્સને પણ આમંત્રણ મળ્યું, જેમાં તેમણે પિયાનોનો સાથ આપવો એવું ઠર્યું હતું. મહારાજાને દરેક પ્રકારના સંગીતનો વ્યાપક શોખ હતો. તેમના ઉદ્યાનમાં કર્ણાટકી, હિંદુસ્તાની અને યુરોપી બેંડ તેમ જ શરણાઈઓ, મૃદંગો અને વીણાના વાદકોના તથા બીજાં વાદ્યોના નિષ્ણાતોના મેળાવડા થતા. શ્રીમતી માર્ગારેટનું રીહર્સલ સાંભળીને મહારાજાએ તેમનું એકલાનું વાદન સાંભળવા મહેલ પર બોલાવ્યાં. ત્યાં એક મોટા ખંડમાં, જરા ઊંચી કરેલી વ્યાસપીઠ ઉપર મોટા સ્ટીનવે ગ્રાન્ડ પિયાનો

હતો. તેના પર બેસી શ્રીમતી કઝિન્સ જરા હાથ અજમાવતાં હતાં ત્યાં પિયાનોથી જરા ઊંચો એક સુંદર કુમાર આવ્યો. મહેલના કોઈ અફસરનો પુત્ર હશે એમ ધારી શ્રીમતીએ તેને સ્મિત કરી આવકાર આપ્યો. એણે ખૂબ રસથી સાંભળ્યું. પછી કહ્યું, 'કૃપા કરી ફરી વગાડોને!' એ પૂરું થતાં 'આભાર' કહી તે ચાલ્યો ગયો. એ કોણ હતું એમ એક પાસવાનને પૂછ્યું તો કહ્યું, 'એ હતા કુમાર જય, મહારાજાના યુવરાજ પુત્ર ને ભવિષ્યના મહારાજા.'

મહારાજાની મુલાકાત વખતે ખંડ ભરાઈ જશે એમ અમે માન્યું હતું, પણ પિયાનોના મંચ નજીક એકબે ખુરસીઓ જ નંખાઈ. બે પાસવાનો સાથે મહારાજા આવ્યા અને વગાડનારના હાથ દેખાય એમ જરા ખુરસી ખેંચીને મને બાજુ પર બેસવા કહ્યું. પાસવાનો દૂર આછા પ્રકાશમાં ઊભા રહ્યા. તેમણે પસંદ કરેલો ગીતક્રમ એક કલાકનો હતો. શ્રીમતી માર્ગરેટ તે દિવસે પૂરબહારમાં હતાં. પ્રેક્ષકવર્ગમાં એક જ જણ—રાજા-સંત, પંડિત, સંગીત અને કળાનો જ્ઞાતા, માનવપ્રેમી. તેણે કલાકારના કૌશલની, સ્મૃતિની અને બીજા ગુણોની, ગીતના અંતરો વચ્ચે હળવેથી વિવેચના કરી. છેવટે તેમણે ધન્યવાદ આપ્યા તેમાં ઉપચાર નહોતો. તે પોતે સંગીતવેત્તા હતા અને બંને ગોળાર્ધમાં બુદ્ધિમાન કલાનિષ્ણાત તરીકે સુપ્રસિદ્ધ હતા. તે પછી જગન્મોહન મહેલમાં સંગીતનો મહાસમારંભ થયો ત્યારે માર્ગરેટ એક સંગીતકાર મટી સંગીતસ્વરૂપ બની ગયાં હતાં. છેલ્લે મહારાજાએ કહ્યું, 'શ્રીમતી કઝિન્સથી સર્વ કોઈ પ્રસન્ન થયું છે.'

અમે દશેરાના તહેવારમાં ચારે તરફ ભાગ લીધો. એ દિવસોમાં મહારાજા રાજ્યાધિકાર બાજુ રાખી ચામુંડાના ભક્ત બની ઉપવાસ કરતા ને હજામત મોકૂફ રાખતા. અમે મેંઘેરાં ભોજનો પામ્યાં. મેં એ પર્વોનું જ્ઞાન મેળવવા મહેલમાંથી મળ્યા તેટલા ગ્રંથો વાંચ્યા અને મૈસૂરમાં દશેરા નામનું મારું પુસ્તક રાજ્યાશ્રયે પ્રસિદ્ધ થયું.

દશેરા પછીના દિવસોમાં ગ્રેટા જ્યારે ઉત્તર ભારતમાં નારીસમુદ્ધાર માટે પ્રવાસ કરી રહ્યાં હતાં ત્યારે એક રજિસ્ટર્ડ કવર મને મળ્યું. તેમાં મહારાજાના ટૂંકા પત્ર સાથે રૂ. ૧૦૦૦નો ચેક 'તમે રાજ્યની સેવા કરી તેની કદરમાં' હતો. મેં ગ્રેટાને તાર કર્યો: 'ચમત્કાર થયો છે. યુરોપ જવા તૈયારી કરો (Miracle happened. Prepare for Europe).' રાજ્યની આ મદદ અને મારી થોડી બચતમાંથી યુરોપ, બ્રિટન અને આયર્લંડના પ્રવાસનું ભાડુંભથ્થું મળી ગયું હતું.

પણ હવે તો કળા અમારી પાછળ પડી હતી. ૧૯૨૫માં ગ્વાલિયર મહારાજાના હુકમથી રાજ્યના ડિરેક્ટર ઑવ આર્કિટેક્ચર સાથે નવી મોટરમાં ૯૦ માઈલ જંગલમાં બાગવાની વાઘગુફાઓ તરફ અમે ખેંચાઈ ગયાં. ભારતીય કળાનું જે વાતાવરણ મેં છૂટું મૂક્યું હતું તે આ રીતે અવનવી કામગીરી પર મને ભરડો દઈ ફેરવવા લાગ્યું. લંડનની ઇંડિયા સોસાયટીના સાથમાં ગ્વાલિયર રાજ્ય તરફથી આ ગુફાનાં ચિત્રોનું જે સુંદર પુસ્તક પ્રકટ થવાની તૈયારીમાં હતું તેના આમુખ માટે બે બોલ લખવાનું આ નિમંત્રણ હતું. એક લેખ થયો તેના નૈસર્ગિક સંયોગો વિષેનો અને બીજો તેના સૌન્દર્યપ્રકારનો. અહીં વાઘ નદીના કાંઠાની પાષાણટેકરીઓમાં નવ ગુફાઓ અજંતાની બૌદ્ધ કલાથી અનુપ્રાણિત રચના અને ઉચ્ચ કોટિના ચિત્રશણગારથી સમૃદ્ધ બની છે. ત્યાંથી નીકળી સાંચીના બૌદ્ધ સ્તૂપની ૯૫૦ ફૂટની પ્રદક્ષિણા કરી. લખનૌમાં ભરાયેલું કલાપ્રદર્શન જોયું. ભારતના બીજા પ્રદેશોની જેમ ત્યાં પણ સુરુચિપૂર્ણ રચનાઓનો અભાવ જોયો. કોઈ પણ જાતની સંબંધપરંપરા વગર યદ્વાતદ્વા ચિત્રો ગમે તેવા ઉંચા અંતરે મુકાયાં હતાં. ત્યાં ભારતના ચિત્ર તથા સ્થાપત્ય ઉપર મૅજિક લૅન્ટર્ન (ચિત્રદીપ) ની સહાયથી વ્યાખ્યાનો આપ્યાં.

અને અડ્યાર પહોંચ્યાં ત્યાં તો શ્રીમતી બેસાંટનો એક પત્ર આવ્યો

જેથી તો ખરેખર કલા પીછો પકડી રહી હતી તેનું ભાન થયું. બીજે જ દિવસે રશિયન ચિત્રકાર નિકોલસ રોરિક પોતાનાં મિત્ર માદામ બ્લાવાટ્સ્કીની યાદમાં પોતાનું એક ચિત્ર ભેટ આપવા આવવાના હતા, અને શ્રીમતી બેસાંટ પ્રવાસે જઈ રહ્યાં હતાં તેથી તેમનું સ્વાગત કરવાનું મને સોંપ્યું હતું. એ મહાન ચિત્રકાર એ વખતે પચાસની વયે પહોંચ્યા હતા, પણ તેમનામાં એક પ્રકારનું સૌને માન ઊપજે એવું ભવ્ય ગાંભીર્ય હતું. સફાચટ મસ્તક નીચે ઠીક છણેલી અણીદાર દાઢી અને બદામ ઘાટની આંખો મોન્ગોલિયન માતૃપક્ષ સૂચવતી હતી. પિતૃપક્ષે તે સ્વીડનથી રશિયામાં ઊંચા પ્રકારની સંસ્કૃતિ લાવનાર પિતૃ રૂરકના સીધા વંશ જ હતા.

જાન્યુઆરીની ૧૮મીએ મુખ્ય ભવનમાં માદામ બ્લાવાટ્સ્કીને માનભરી અંજલિ આપતાં થોડાં વચનો કહી તેમણે 'સંદેશવાહક' (Messenger) નામનું ચિત્ર ભેટ ધર્યું. એથી એમણે એવી આશા વ્યક્ત કરી કે વિદ્યાના વિભુનું દ્વાર ખોલવાનુ તેમનું કાર્ય અમર રહે અને 'બ્લાવાટ્સ્કી મ્યૂઝિયમ' તરીકે એક ચિત્રાલય બને.

શ્રીમતી બેસાંટે વળી બીજી એક કલાસેવાની તક આપી. સર આશુતોષે કલકત્તા યુનિવર્સિટીમાં સ્થાપેલાં કમલાવ્યાખ્યાનની પહેલી વાર્ષિક શ્રેણીમાં તેમણે એક ફિલસૂફી ઉપર અને એક કલા ઉપર ભાષણ આપવાનું સ્વીકાર્યું હતું. આ બીજા વ્યાખ્યાન માટે ઐતિહાસિકતા અને કૃતિકૌશલના ક્ષેત્રે ઘણી તૈયારીની જરૂર હતી. અગાઉ જણાવેલાં પ્રદર્શનોમાંનાં કેટલાંક ચિત્રો અને બંગાળની નવજાગૃતિ સાથે તેમનો નહિ જેવો પરિચય હતો. મને તો લોકોએ કલાનો દૂત ઠરાવી અડ્યારને ખૂબ પ્રસિદ્ધિ આપી હતી, એટલે બીજા વ્યાખ્યાન માટે તેમણે મને બોલાવ્યો. મેં મારી પાસે હતાં તેટલાં પુસ્તકો અને અડ્યારના પુસ્તકસંગ્રહમાંથી મળ્યાં તે ભેગાં કરી તેમના કાર્યાલયની

ખુરસી પર ખડકી દીધાં. કોઈ અગત્યના કેસ ઉપર મહેનત કરતા ધારાશાસ્ત્રીની ચીવટથી લાગટ ચાર દિવસ સુધી તેમણે પ્રમાણભૂત ભાગો જોઈ લીધા. પરિણામે વિવેચકો અને અભ્યાસીઓએ એ વ્યાખ્યાનને અતીવ માહિતીપૂર્ણ તરીકે આવકાર્યું'.'

## બે વિશ્વયુદ્ધ વચ્ચેના સમયમાં યુરોપ અને અમેરિકા

૧૯૨૫ની ૨૮મી માર્ચે કઝિન્સ દંપતીએ મદ્રાસ છોડ્યું. ઇટલી, ફ્રાંસ, હૉલંડ, બધે ખૂબ ઘૂમ્યાં, કલાસંગ્રહો જોયા, નવીજૂની મુલાકાતો સંભાળી, નાટકો-ઑપેરા જોયાં, થીઓસોફી મંડળો દ્વારા વ્યાખ્યાનો કર્યાં. ઇંગ્લંડમાં જૂના સાથી સર પેથિક લૉરેન્સ અને મિસિસ લૉરેન્સ મોટે હોદ્દે પહોંચ્યાં હતાં. તેમને મળી, વેલ્સમાં થોડું રોકાણ કરી અંતે ડબ્લિન પહોંચ્યાં. ત્યાં જૂના સાથીઓ રાજકીય સ્પર્ધા અને દ્વેષોથી મુક્ત થઈ ધોળા વાળ પામી ચૂક્યા હતા. ડૉ. ડગ્લાસ હાઈડનું 'દોરડાને ચડતો વળ'( Twisting of the Rope ) નાટક પચ્ચીસ વર્ષ પહેલાંનો સંસ્કાર પર ચડેલો વળ ઉકેલી રહ્યું હતું. નાટક ચાલુ હતું તે દરમ્યાન હાઈડ જે ખાસ બેઠકમાં હતા ત્યાં જઈ તેમને મળતાં કઝિન્સ દંપતીને તેમણે ઓળખ્યાં. આયર્લંડમાં સ્વતંત્ર હક્કો ધરાવતી સ્વતંત્ર નારીઓનાં સ્ફુરાયમાન વ્યાખ્યાનો સાંભળી શ્રીમતી કઝિન્સને રોમાંચ થયો.

ડૉ. કઝિન્સ દ વેલેરાને મળવા ગયા. તે ભવિષ્ય તરફ ગતિમાન હતા. તેમને ખાતરી હતી કે એક દિવસ પોતે અવશ્ય સત્તા પર આવશે અને તે પ્રમાણે ૨૦ વર્ષ સુધી તેમણે એ સત્તા ટકાવી.

૧૯મી ઑગસ્ટે સ્ટીમર 'બર્કનહેડ' પર સવાર થયાં ત્યારે પ્રવાસમાં એક અપૂર્વ અને નવીન પ્રકારની યુનિવર્સિટીની યોજના તેમના મનમાં ઘોળાતી હતી. પણ અધાર પહોંચ્યા પછી જાણ્યું કે હૉલંડમાં ઓમેન નામના સ્થળે વિશ્વવિદ્યાલયની સ્થાપના થઈ ચૂકી છે. સને

૧૯૨૨માં બ્રહ્મવિદ્યા-આશ્રમના મૂળ કાર્યકર્તા તરીકે તેમના નામનો ત્યાં ઉલ્લેખ થયો હતો.

યુરોપથી આવ્યા પછીનાં શ્રીમતી કઝિન્સનાં ત્રણ વર્ષો ખૂબ જ પ્રવૃત્તિથી ભરચક બની ગયાં હતાં. અખિલ ભારતીય મહિલા પરિષદનું સર્જન થયું. પહેલું સંમેલન પૂનામાં થયું. વડોદરાનાં મહારાણી પ્રમુખ થયાં. દાર્જિલિંગ, કાશ્મીર વગેરે પ્રદેશોના પ્રવાસો કર્યા. અમરનાથ સુધીની યાત્રા કરી અને શિવનું અધ્યાત્મદર્શન કર્યું. દિલ્હીમાં વાઇસરૉયબાનુ સાથે ચા લીધી.

ઈ. ૧૯૨૬માં છદ્દુ કૃષ્ણમૂર્તિ 'વિશ્વગુરુ' તરીકે બહાર આવ્યા. થીઓસૉફીનું જ્યુબિલી વર્ષ ઉજવાયું તે વખતે તેમણે આવાં વચનો કહ્યાં: 'જેમને દિલસોજીની જરૂર છે, જેમને સુખની વાંછના છે, જેમને મુક્તિ જોઈએ છે, જેમને સર્વકાંઈમાં સુખ પ્રાપ્ત કરવું છે તેમને માટે હું આવ્યો છું. સંહાર નહિ પણ સુધારો કરવા હું આવ્યો છું. વિનાશ નહિ પણ નિર્માણ કરવા આવ્યો છું.' આવું તે બોલ્યા તે વખતે કઝિન્સ દંપતી મંચની નજીકમાં જ હતાં. તેમના વચનો સાંભળી સૌના ઉપર કોઈ ભક્તિભાવનું મૌન ફેલાઈ ગયું અને તેનો ભાર પડી ગયો.

'મારી અંગત લાગણી એ વખતે અધ્ધર રાખેલા નિર્ણયની હતી. 'આવે છે, આવે છે' એ વાત તો વર્ષોથી ઘૂંટાતી હતી. પણ એવી રીતે તૈયાર રાખેલી સૃષ્ટિમાં તે સરળતાથી ગોઠવાશે કે કેમ તેનો મને સંદેહ હતો. જૂની પ્રતિમાઓનું ખંડન કરવાની વૃત્તિનાં નિશાન મેં તેનામાં જોયાં હતાં. અને પોતાની સર્જેલી ભ્રમજાળનો પોતે જ ક્યારે ધ્વંસ કરશે તે કોણ જાણે? પણ ગ્રેટા ઉપર જુદી જ અસર થઈ હતી. તે તો અર્ધસ્વપ્નસમાધિભરી મસ્તીમાં આવી ગયાં તેમણે ગુરુનો સ્વીકાર કરી લીધો હતો. હું તેમના ઉપદેશનો પૂર્ણ પ્રભાવ જોવાને રાહ જોતો હતો.'

ઈ. ૧૯૨૭માં પ્રસિદ્ધ સંગીતવેત્તા લીઓપોલ્ડ સ્ટોકૉસ્કી બ્રહ્મવિદ્યા વિશે વધુ જ્ઞાન પામવા અદ્યાર આવ્યા. ભવિષ્યમાં વૉલ્ટ ડિઝનીની રંગસ્વરભરી 'ફૅન્ટેસિયા' ફિલ્મમાં તેમની પ્રતિભા ઝળકી ઊઠી.

બ્રહ્મવિદ્યાશ્રમમાં નિવાસી સભ્યો ૩૮ હતાં. કેટલાંક વ્યાખ્યાતા અને શ્રોતા બંને હતાં. ઑસ્ટ્રેલિયા, સિંહલ, ડેન્માર્ક, ઇંગ્લંડ, હૉલંડ, ભારત, ઇરાન, ઇટલી, મેક્સિકો, સ્કૉટલંડ, દક્ષિણ આફ્રિકા, યુનાઈટેડ સ્ટેટ્સ વગેરે વિવિધ દેશોથી એ સૌ આવેલાં હતાં. સામાન્ય ભાષા અંગ્રેજી હતી. આશ્રમનું સંખ્યાબળ જૂજ હોવા છતાં આ એક આદર્શ સંઘ હતો. તેની અસર સંબંધ ધરાવતા સંઘોમાં ઠેઠ ચીન, ફિનલંડ અને ચીલી સુધી પહોંચી હતી. ૧૯૨૮માં વિશ્વ પરની આર્થિક ભીંસ, કેળવણીમાં ક્રાંતિ વગેરે કારણોથી સંખ્યા ઘટી ગઈ. મારે ફરી યુરોપ અને અમેરિકા જવાનું થયું, તે વખતે તો સંખ્યા એટલી જૂજ બની ગઈ કે સારો વખત આવે ત્યાં સુધી સંસ્થાને મુલતવી રાખવાનું શ્રી બેસાંટે ઠરાવ્યું.'

આ વખતના યુરોપ-પ્રવાસમાં અનેક સ્થળોએ તેમણે ભારતીય શિલ્પ અને ચિત્રકળા પર દીપચિત્રો સાથે વ્યાખ્યાનો આપી યુરોપની પ્રજાને પહેલી જ વાર ભારતીય કળાના કાવ્યત્વ અને અધ્યાત્મપ્રીતિનો પોતાની સુમધુર રોચક અંગ્રેજી ભાષામાં પરિચય આપ્યો અને ભારતીય કલાકારોના કૌશલ માટે માન ઉપજાવ્યું. લંડનમાં પ્રદર્શન ગોઠવ્યું તે સાથે વ્યાખ્યાનો પણ આપ્યાં. ત્યાં લૉરેન્સ બિનિયન ગુપચુપ બધાં ચિત્રો જોઈ ગયા અને આનંદ વ્યક્ત કરતા વિદાય થયા. છેવટને દિવસે ચિત્રો ઉતારવા માંડયાં હતાં ત્યાં એક શ્રદ્ધાવાન મનુષ્યે એ ઉતારેલાં ચિત્રો ફરી જોવા માગ્યાં અને પછી પૂછયું, 'ક્રિસ્ટમસ અંક માટે તેમાંનાં કોઈ ચિત્રો આપી શકાય કે નહિ?' એ મુલાકાતી બીજું કોઈ નહિ પણ સુપ્રસિદ્ધ કલાવિવેચક આર. એચ. વિલેન્સ્કી

હતા ! અઠવાડિયા પછી ઇલસ્ટ્રેટેડ લંડન ન્યૂસના સંપાદકે તેમને તેડાવ્યા અને પરિણામે અડધો ડઝન ભારતીય ચિત્રો યોગ્ય રીતે પ્રસિદ્ધ થયાં અને ભારતીય કલાને ઘટતી પ્રકીર્તિ પ્રાપ્ત થઈ.

ફરી પાછા તેઓ જીનિવા ગયા. 'ત્યાં પેદ્રેવ્સ્કીનો સંગીતજલસો સાંભળી ગ્રેટાને તે કોઈ દેવદૂત સમા ભાસ્યા. એમની વાત સાંભળી મેં તે પરથી કલાકારની પ્રશંસામાં કવિતા લખીને પોસ્ટ કરી. બહારથી પાછા આવીએ છીએ ત્યાં ટેબલ પર તાર હતો. ધડકતે હૈયે મેં તે વાંચ્યો અને ગ્રેટાએ નૃત્યની ફૂદડી મારી અને ગુંજન કર્યું', 'ઓહ જિમ ! પેદ્રેવ્સ્કીની સાથે ભોજન !' પાછળથી મેં જાણ્યું કે મારી કવિતા પહોંચી તે પેદ્રેવ્સ્કીએ ચૂપચાપ વાંચી, ફરી વાંચી ને કુટુંબને બતાવી: 'આમને આપણે કાલે જમવાનું નોતરું આપીએ જ.' વળી તેમણે શી રીતે તર્ક બાંધ્યો તે કોણ જાણે, પણ ઉમેર્યું', 'જેણે આવી કવિતા લખી તેની પત્ની સરસ બાઈ હશે. તે પણ આવે જ."

બરાબર જોવાને જરા ઊંચું જુએ છે, ત્યાં તો રૉબર્ટ લુગાન આગળ આવીને કહે, 'ઓહો ! તમે મિ. લ્યૂઈસને તો જાણતા લાગો છો !' પેલા ગૃહસ્થ કહે, 'હા, હું જ લ્યૂઈસ.'



'ત્યારે તો તમે કેટલીક ચિત્રકતીઓ પિછાની હશે.'

'ખરી વાત. તેમાંની એક-બે તો મારી બહુ જ પરિચિત હતી.'

'કેમ ન હોય ? તમારા પ્રખ્યાત સંગ્રહના કૅટલગમાંથી જ મેં તૈયાર કરાવી છે. એ કૅટલગ તો અમારું અધારનું સંગ્રહરત્ન છે.'

"એમણે તો લાગલું ત્યાંથી પોતાને ઘેર આવવા નિમંત્રણ આપ્યું. દસ તો વાગી ગયા હતા, છતાં એમના વિશાળ ભવનની ઉપરના માળના લાંબા ખંડમાં રાજપૂત અને મુઘલ કલમનાં સરસમાં સરસ ચિત્રોની અવર્ણનીય મોહિનીમાં સૌ ડૂબી ગયા. એમણે અત્યંત રુચિપૂર્ણ કાળજીથી તે બધાં સરસ ફ્રેમોમાં મઢીને તેમની ખૂબીઓ પ્રમાણે ગોઠવ્યાં હતાં. એ કલાખંડમાં થયો એવો રંગભર્યો વાર્તાલાપ આટલાં વર્ષોમાં કદી થયો નહિ હોય. રાજપૂતોની દેવસૃષ્ટિ, મુઘલોનો દરબારી વૈભવ, રેખાઓની તેજસ્વી અભિવ્યક્તિ, દશ્યરચનાની નવીનતાઓ, એવું એવું કેટલુંયે તેમાં ફોરી રહ્યું હતું. ઘેર પાછા ગયા ત્યારે બે વાગી ગયા હતા! અને પછી ઊંઘ તો શાની આવે?"

'પ્લાસ્ટિક ક્લબ' માટે ચિત્રપ્રદર્શન ગોઠવ્યું અને એક દિવસ 'ભારતીય જીવન અને કળા' પર વ્યાખ્યાન આપ્યું. દરમિયાન અમેરિકાના વિવિધ યજમાનોએ ગોઠવેલા અનેક સંગીતપ્રસંગો, વિદ્વાનોની મુલાકાતો તથા સંભાષણોના પ્રસંગો તો ચાલુ જ હતા. એક વાર 'ક્વેકરો'ના મંડળમાં જવાનું થયું. ત્યાં એક સાદા ખંડમાં મિસિસ કઝિન્સને દોરીને જુદાં પાડી પ્રેક્ષકમાં બેસાડ્યાં અને ડૉ. કઝિન્સને મંચ ઉપરની જગ્યાએ લઈ જવામાં આવ્યા ત્યારે તેમને આશ્ચર્ય થયું, અને પૂછ્યું, 'તમે તો કોઈને પ્રવચન કરવાનું કહેતા નથી; માત્ર કોઈને અંદરથી બોલવાનું મન થાય તો જ બોલે એવો તમારો નિયમ છે ને?'

'બરોબર, એ અમારો હમેશનો પ્રસ્તાવ છે; પણ આજે તો અમને આશા છે કે તમારો આત્મા તમને બોલવાની પ્રેરણા આપશે જ!' કેટલાંક સ્ત્રીપુરુષોએ પોતાના આધ્યાત્મિક અનુભવો ટૂંકામાં જણાવ્યા પછી ડૉ. કઝિન્સે ઊભા થઈને થોડાં વચનો કહ્યા બાદ પોતાનું માનીતું સૂત્ર ઉચ્ચાર્યું: 'શાંત ઊભા રહો અને પરમાત્માનો મોક્ષ નિહાળો!'

એથી એવું સૂચવ્યું કે ધ્યાન અને આસન દ્વારા પોતાની અંદરના સત્ય સ્વરૂપનો અને જે વિરાટ ચૈતન્યમાં આપણું જીવન નિર્ભર છે તેનો 'સંસ્પર્શ મેળવવો' એ જ હેતુ છે; ન માત્ર તેનો 'વિચાર' જ કરવો.

એ દિવસે સવારે એક પત્રના તંત્રીલેખમાં વાંચ્યું કે 'કવિતાનો યુગ ઓસરી ગયો છે. કોઈ કવિતા લખે તો કોઈ વાંચતું કે સાંભળતું નથી.' એ વિષે શ્રીમતી કઝિન્સે નોંધ કરી છે કે "અમારા યજમાન પ્રસિદ્ધ કવિ રૉબર્ટ લોગ્રને પણ એ જ વખતે ઉચ્ચાર્યું": 'આવું તેઓ માનતા હોય તો હું તેમને બતાવી આપીશ...' અને 'આર્ટ એલાયન્સ' તરફથી કવિઓની મિજલસની ગોઠવાઈ! ન્યૂ યૉર્કથી ડૉ. રૉબર્ટ નૉરવૂડ આવ્યા, બ્રૂકલિનથી નાથાલિયા ક્રેન આવ્યાં, ઍંજેલા મૉર્ગન એબિંગ્ટનથી અને એક લોકગીતોના કવિ જેનું નામ યાદ નથી તે, અને મારા આઇરિશ કવિ. એક મોટા ખંડમાં ઉત્તમ નરનારીઓની ભીડ જામી. કવિતા અને કવિતાનો નાદ કેટલાં જીવંત છે તે એમને બતાવી આપવું હતું. ભોજન-સમારંભ પતી ગયા પછી પત્રકારના અભિપ્રાયનું ખંડન કરે એવો રંગ જામ્યો. દરેક કવિએ પોતાનું કાવ્ય વાંચ્યું. નાથાલિયાએ 'માઈ હસબન્ડ' નામનું પોતાનું શિષ્ટ કાવ્ય ગાયું. દરેક કવિને ખૂબ જ આવકાર મળ્યો, અને જિમ(ડૉ. કઝિન્સ)ના "બબલ બ્લોઅર્સ" (પરપોટા ઉડાડનારા) કાવ્ય માટે તો ખૂબ જ ઉમળકો જોવામાં આવ્યો."

આગળ ડૉ. કઝિન્સ લખે છે : "ફિલાડેલ્ફિયાથી ફરી અમે ન્યૂ યૉર્ક આવ્યાં ત્યારે ત્યાં ભારતીય ચિત્રોનું પ્રદર્શન કરવું એ મુખ્ય ઉદ્દેશ હતો. પણ તે માટે યોગ્ય સ્થાન મળવું અશક્ય લાગ્યું. એવામાં માર્ગ થઈ ગયો. આઇરિશ પેઢીની એક સન્નારીએ અમને ચા માટે નોતર્યાં. ત્યાં અમારા અમેરિકા આવવાના પ્રયોજન સંબંધી વાત નીકળે તો તે વખતે ઉપયોગી થાય તે માટે એક ભારતીય રંગીન ચિત્રની છાપ સાથે રાખવાનું મને ગ્રેટાએ નીકળતી વખતે સુઝાડ્યું.

અને ખરેખર, એવી ત્યાં પૂછપાછ થઈ જ. તેનો જવાબ આપતાં મેં સાથે લીધેલી રંગીન પ્રત બહાર કાઢી. નદીમાં તરતી જતી દીપકાવલિનું અબ્દુર્રહમાન ચુઘતાઈનું એ ચિત્ર સમજાવ્યું એટલે તો દરેક જણ ખુશખુશ થઈ ગયું. વૉલ સ્ટ્રીટનો કોઈ શ્રીમંત ત્યાં હતો તેણે ઊભા થઈ કોઈને શોધવા ઠેકઠેકાણે ટેલીફોન કર્યા. થોડી વારમાં તો મધ્યમ વયનાં એક સ્ફૂર્તિમાન સન્નારી આવી પહોંચ્યાં અને અમારા પ્રશંસકોના મંડળમાં ભળી ગયાં. એ બાનુ એક કલાકેન્દ્રમાં મુખ્ય વ્યક્તિ હતાં કે જેમાં અનેક સંપ્રદાયની કલાનાં પ્રદર્શન યોજાતાં હતાં. થોડા દિવસો પછી રૂપેરી કાગળે મઢેલી દીવાલોવાળા એક ખંડમાં હું મારું પ્રદર્શન રચી શક્યો; ને મારે બીજે એક સ્થળે શિક્ષણ અંગે વાર્તાલાપ આપવા જવું પડ્યું ત્યારે પણ એ લોકોએ જ સૌન્દર્યપ્રસાર અને સંયોગીકરણનું કાર્ય ઉપાડી લીધું.

બોસ્ટનમાં મુકામ રાખી અમે આસપાસ ઘણો પ્રવાસ કર્યો અને વાસ્તવિક અમેરિકાનો પરિચય મેળવ્યો. હારવર્ડના ફૉગ મ્યૂઝિયમમાં મેં 'હિંદ સ્થાપત્ય અને પ્રતિમાશિલ્પ' ઉપર વ્યાખ્યાન આપ્યું ત્યારે સંસ્કૃતના એક પ્રોફેસર પ્રમુખ થયા હતા. તેઓ ઉપસંહાર અને આભારવિધિ કરવા ઊભા થયા ત્યારે કહી નાખ્યું, 'સંસ્કૃતના જ્ઞાન વિના કોઈને ભારતીય કળામાં કશી ગમ પડશે નહિ.' એ તો અજંટાથી માંડી આધુનિક મલબારના સર્વ કલાકારો, જેઓ સાવ નિરક્ષર હતા તે બધાને (અને મને પણ) એક સપાટે ધોઈ નાખ્યા!

એક મિત્રે તો બોસ્ટન મ્યૂઝિયમના કલાવિભાગમાં મને રોકી જ લેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ડૉ. આનંદ કુમારસ્વામીએ જણાવી દીધું કે પોતે ત્યાં છે ત્યાં સુધી કોઈનું કામ નથી. એમ છતાં મ્યૂઝિયમમાં મેં ભારતના લોકો અને દશ્યો ઉપર ચિત્રદીપ સાથે વ્યાખ્યાન આપ્યું. સંખ્યાબંધ યુવાન વિદ્યાર્થીઓ ત્યાં કુતૂહલથી એકઠા થયા હતા. તેમનો

ખયાલ હતો કે હાથી, વાઘ, મદારી વગેરે જોવાનાં મળશે; પણ તેનું કંઈ બતાવવાને બદલે લોકોના ઉદ્યોગ, ઘરનું સાદું જીવન, તાલવનોથી છવાયેલી સાગરકંઠાર, હિમાલયનાં ગિરિશૃંગો વગેરે બતાવ્યાં તે જોઈ સૌ પ્રસન્નપ્રસન્ન થઈ ગયા. અમેરિકામાં દરેક ઠેકાણે ભારત વિષે જાતજોઈ માહિતી માટે મારી પાસે ખૂબ માગણી થતી,—ખાસ કરીને જીવન-પરિસ્થિતિ અને નારીના સ્થાન માટે. સાત લાખ ગામડાંમાં ખુલ્લા આકાશ નીચે કે મામૂલી ઝૂંપડાં-છાપરાંમાં રહેતી જનતાનો વાસ્તવિક ચિતાર આપવો એ સહેલું કામ તો નહોતું જ.

ન્યૂ યૉર્ક પાછા આવીને મૅકમિલન થીએટરમાં મેં 'ભારતમાં કલાનું અભ્યુત્થાન' એ વિષે વ્યાખ્યાન આપ્યું. શિકાગોમાં તો ઊંચાં ગગનચુંબી મકાનોના વિખ્યાત બાંધનાર બર્નહામના પ્રપૌત્રના અમે મહેમાન હતાં. તેમણે એક મોટો ભોજનસમારંભ યોજ્યો તે સાંજના છથી રાતના એક સુધી ચાલ્યો. તે વખતે મેં 'હિંદુઓની સૌન્દર્યભાવના' (હિંદુ કન્સેપ્શન ઑવ બ્યૂટી) ઉપર ભાષણ આપ્યું. બીજે દિવસે શિકાગો યુનિવર્સિટીમાં 'ભારતીય સંસ્કૃતિ' ઉપર બોલ્યો. બધો વખત અમારો મુકામ બર્નહામ ફ્લૅટમાં એકવીસમે મજલે હતો.

ઇવાનસ્ટનમાં બિન્ડએન ફાઉન્ડેશનના પ્રદર્શન-ખંડમાં મેં 'એશિયાની સંસ્કૃતિ પર ભારતનો પ્રભાવ' એ વિષે વ્યાખ્યાન આપ્યું, ત્યાં એક આઈરીશ પ્રોફેસર મળ્યા. બૌદ્ધ ગ્રંથો અને લેખો મેળવવા તે છદ્મવેશમાં તિબેટ જઈ આવ્યા હતા. 'પરમ સત્ય'ના ગ્રંથો મેળવવા કરેલા એ અસત્યાચરણની વાત એમણે પોતે જ કહી."

આ દરમિયાન માર્ગરેટ કઝિન્સે જુદી જુદી સ્ત્રીસંસ્થાઓમાં ભારતીય મહિલાઓના અભ્યુત્થાન વિષે ભાષણો આપ્યાં હતાં. તેઓ પોતાની નોંધમાં લખે છે: "આયોવા શહેરમાં સ્ટેટ યુનિવર્સિટી ઑવ આયોવા તરફથી મોટા કૉન્વોકેશન હૉલમાં દીપચિત્રો સાથે

'ભારતીય ચિત્રકળાની ઐતિહાસિક ભૂમિકા' પર જિમે વ્યાખ્યાન આપ્યું. તે સાંભળી એક શ્રોતાજન ત્યાંથી પચાસ માઈલ દૂર આવેલા સાતસોની વસતિવાળા એક ગામમાં લઈ ગયો, ત્યાં 'ભારતીય જીવન અને નિસર્ગદૃશ્યો' ઉપર વાર્તાલાપ આપ્યો. લૅાસ ઍન્જેલીસના સીમાડા પર લા કેસેન્ટા ખાતે રામકૃષ્ણ મિશનનો આશ્રમ છે. ત્યાં સ્વામી પરમાનંદના આગ્રહથી એક સુજ્ઞ સમુદાયને ચૂંટેલાં દીપચિત્રો બતાવ્યાં ને સમજાવ્યાં. ત્યાંના મંદિરમાં ધ્યાન કરતાં અમને જે પ્રેરણા અને આનંદમાન થયાં તે મોટાં જનકેન્દ્રો કે હોટેલોમાં કદી મળ્યા નહોતાં.

સાન્ટા બાર્બારા અરધું સ્પેનિશ નગર છે. સામે પૅસિફિક સાગર વિસ્તરે છે. આસપાસનું સૃષ્ટિસૌંદર્ય ભોગવતાં સંગીતકાર આઈચ-હાઈમને ત્યાં અમે ખૂબ ઉપરામ પામ્યાં. તેમને ત્યાં સાન્ટા બાર્બા-રાના માનબર લોકો મુલાકાત આપતા. બાર્બારા તો લખપતિઓનું ધામ, એટલે સંગીતની તો ત્યાં રોજ બહાર ઊડતી. જિમનું કવિતા-વાચન પણ ત્યાં થયું. ત્યાં બે નવાં મિત્રો થયાં. કર્નલ અને શ્રીમતી હૅમિલ્ટન ભારત સુધી પ્રવાસ કરી આવ્યાં હતાં. તેમણે દસેક ચીની ચિત્રો પ્રાપ્ત કર્યાં હતાં, એની પાછળ તેઓ મુગ્ધ હતાં. સાગરતીરના એ ભવનમાં એ ચિત્રોની, સુકુમાર લાલિત્ય ને પૂર્ણ રસિકતાથી તેમણે કરેલી ગોઠવણ જોઈ કે તુરત અમારો કળાવૃત્તિનો કીડો સળવળી ઉઠ્યો.

જિમ પોતાની સાધારણ ટેવ મુજબ એ ગૃહસ્થનો પુસ્તકભંડાર જોવા લાગ્યા તેમાં 'ટાયનાના એપોલોનિયસનું જીવન ને સમય' ઉપર ગ્રીક ભાષામાંથી પ્રો. ચાર્લ્સ પીઈલ્સે કરેલું રૂપાંતર જોવા માગ્યું. પહેલા સૈકામાં થઈ ગયેલો એ ગ્રીક ફિલસૂફ એપોલોનિયસ ભારતના પ્રવાસે આવ્યો ત્યારે તેના સાથીએ રોજેરોજની લખેલી નોંધપોથીની એ સંપૂર્ણ આવૃત્તિ હતી ! આવો સંપૂર્ણ સાદ્યંત જીવનવૃત્તાંત

પ્રકટ થયો એ સાહિત્યક્ષેત્રે મહાન બીના ગણાય. અમે એની એક પ્રત ખરીદવા નક્કી કર્યું. પણ તે પહેલાં તો અમારા યજમાને તે મંગાવી આપી.

એક મિત્રે અમને સાનફ્રાન્સિસ્કો સુધી પાંચસો માઈલનો મોટર-પ્રવાસ કરાવ્યો. ત્યાં કેટલીક મુલાકાતો અને કાર્યક્રમો પતાવીને આર્ઈરિશ વેલાની એક પ્રૌઢ બાનુના મહેમાન તરીકે લૉસ ઍંજેલિસ પહોંચ્યાં અને ભારતમાં બનેલી એક મૈત્રીના પ્રતાપે ત્યાંના સિનેમા-સામ્રાજ્યમાં પ્રવેશ પામ્યાં! સાંજની એક પાર્ટીમાં અમને ત્યાંની વસતિનો ગંધભર્યો વાસનાપૂર્ણ નિકટ પરિચય મળ્યો. ભારતની કન્યાઓ અને સન્નારીઓનાં લાલિત્ય, ભભક તથા સૌંદર્યના સંસાર-માં ચૌદ વર્ષથી પલોટાયેલી અમારી વૃત્તિઓને તેથી બહુ આઘાત પહોંચ્યો.

આવા કંઈ કંઈ નવતર અનુભવો પછી ઓઆઈ વૅલીમાં આવેલા કૅથરીન ગાર્ડનરના રુચિપૂર્ણ નિવાસમાં બે માસ આરામના ગાળ્યા. એવામાં તાર મળ્યો કે 'બેસાંટ (એટલે કે થિયૉસૉફિકલ) સોસા-યેટીની વિશ્વપરિષદમાં હાજરી આપવા શિકાગો આવી પહોંચો.' આમ અમેરિકા ખંડની આરપાર એક છેડાથી બીજે છેડે બે જણાંએ પ્રવાસ કરવો એટલે ખર્ચનો મામલો! પણ શ્રદ્ધા પર આગળ વધ્યાં.

કેવળ મોટવાણીને ખબર પડી કે અમારે પાછાં શિકાગો જવાનું છે, એટલે તેણે આયોવા યુનિવર્સિટીના પદવીદાન-સમારંભનું વ્યાખ્યાન હિંમ આપે એવી યોજના ઉતારી. તેમાં લૉસ ઍંજેલિસથી આયોવાનું પ્રવાસખર્ચ મળવાનું હતું. અમારા પ્રશ્નનો અરધો ઉકેલ આવી ગયો!"

ડૉ. કઝિન્સ લખે છે: "મારે પદવીદાન પ્રસંગે અરધો કલાક જ બોલવાનું હતું અને તેમાં 'યુનિવર્સિટીઓનું ભવિષ્યનું કર્તવ્ય' એ

વિષય ઉપર જ વિચારો આપવાના હતા. ખાનગી રીતે એમ પણ સૂચવાયું કે ભાષણમાં ઈશ્વર કે ધર્મનો ઉલ્લેખ ન કરવો. પણ એવામાં એક વિચિત્ર પ્રસંગ બન્યો. બપોરના ભોજન-સમારંભ વખતે કોઈ જૂના પીઢ સ્નાતક એકાદ વિચાર આપે, અને તે ઉપર ભવિષ્યના સ્નાતકોને લક્ષીને અમુક વિભાગના પ્રતિનિધિઓએ બોલવું એવો પ્રસંગ હતો. એક વૃદ્ધ મુરબ્બીએ માંદગીના બિછાનેથી 'કેરી ઑન આયોવા ઇન્ટેલેક્ચ્યુઅલી' (આયોવા ! બુદ્ધિના માર્ગે આગળ વધતા જાઓ) એવો વિચાર મોકલ્યો હતો તે પર પ્રવચન ચાલ્યાં. ઈશ્વર અને ધર્મનાં નામ જ લેવાય નહિ. તેની સામે તો આ બુદ્ધિવાદની દીવાલ ઊભી થઈ. મગજના ધમધમાટા જેટલા થવા જોઈએ તેટલા થઈ રહ્યા, ત્યારે પ્રમુખે ઉપસંહાર કર્યો: 'બુદ્ધિવાદને માર્ગે આગળ વધવા માટે થયેલાં સંભાષણો બધાં સરસ હતાં. પરંતુ અમેરિકાને જ્યારે ફુરસદમાં શું કરવું તેનો વિચાર કરવાનો આવશે ત્યારે માત્ર બુદ્ધિમાં આગળ વધવાને બદલે વધુ આવશ્યક એવું કંઈક જરૂર કરશે. મને પૂર્ણ આશા છે કે તેઓ અધ્યાત્મમાર્ગે પણ પૂરા વિસ્તૃત અર્થમાં આગળ વધશે.'

અરધા કલાકના મારા સમારંભવ્યાખ્યાન માટે એમાંથી જ મને મસાલો મળી ગયો. સમારંભનો મંચ ખૂબ જ ભવ્ય હતો. એક જૂના મકાનની આગળની લીલી ગોંદરી ઉપર સરસ પરિધાનવાળાં ૩૦૦૦ લોકો ખુરસીઓ પર બેઠાં હતાં અને બંને બાજુએ ફિલસૂફી સિવાયના બધા વિષયોમાં પીએચ. ડી. ની પદવી મેળવનારા ૨૫૦૦ સ્નાતકો ઊભા હતા. ફેકલ્ટી (અધ્યાપકગણ)ની પાછળ સમૂહગીત-ગાયકો ગાન ગજાવી રહ્યા હતા. મારી સામે બે માઈક્રોફોન હતાં. એક અહીં બેઠેલા શ્રોતાઓ માટે, અને બીજું કોઈ અજાણી જગ્યાએ સાંભળી રહેલાં અસંખ્ય અજાણ્યાં જનો માટે. પાટા પરથી આડો ઊતરી ન જાઉં તે માટે થોડી નોંધ ઉપરથી હું બોલતો હતો. માનવબંધારણમાં

ધર્મ એક ઉચ્ચ અભિલાષા રૂપે પ્રકટ્યો છે અને જે વિશાળ ચૈતન્યમાં આપણે ગરક પડેલા છીએ તેમાં ઈશ્વર પ્રકટ છે. મેં કોઈ જાતની શાબ્દિક પટુતા કે અણછાજતા ચમકારા કે મજાક લાવ્યા વિના મારું કથન સ્પષ્ટ કર્યું. તેની અસર ધાર્યા કરતાં અનેક ગણી ઊપજી. હાથ લંબાવતું ને ધન્યવાદ આપતું એક ટોળું મારા પર ધસી આવ્યું. એ વખતનાં બે-એક વાકયો મને યાદ રહ્યાં છે : 'મહેમાન અધિનાયક, હું આભાર પ્રદર્શિત કરું છું,' અને 'ખરેખર, તમે તો પાયાની વાતો કહી દીધી'.

સુંદર રીતભાતની કળા જાણતા પ્રમુખ પોતાની પાછળ પ્રેટાને મારી પાસે લઈ આવ્યા અને જરા નિરાંતવાળી જગ્યા પર લઈ જઈ કહ્યું કે 'તમે તો આજે અમને ઘણું આપ્યું છે અને અમને જેની જરૂર છે એવું ઘણું આપી શકો એવા છો'. પછી જણાવ્યું કે 'યુનિવર્સિટીના ઇતિહાસમાં પહેલી જ વાર પદવીદાનપ્રસંગનું આ ભાષણ પ્રકટ કરવામાં આવશે.' અને બીજે વર્ષે તેમણે તે પ્રસિદ્ધ કર્યું પણ ખરું.

ભારતીય ચિત્રો અમારી સાથે હતાં એ એક સુદૈવ બન્યું. શિકાગોમાં સ્ટીવન હોટેલમાં વિશ્વપરિષદના ૨૦૦૦ પ્રતિનિધિઓની આરામપૂર્ણ ગોઠવણ થઈ હતી. અમેરિકાની કતલગાહ જેવા આ પાટનગરમાં શાકાહારી ભાણા માટે અણધારી માગ ઊપડી હતી. પરિષદ શરૂ થયા પહેલાં હોટેલના બૉલરૂમમા મેં 'ભારતીય કળા' ઉપર વ્યાખ્યાન આપ્યું. બીજે દિવસે પરિષદ શરૂ થઈ ત્યારે દેશદેશનાં રાષ્ટ્રગીતો ઑરકેસ્ટ્રામાં ગુંજ્યાં. ડૉ. બેસાંટે પૂછ્યું, 'આમાં ભારતીય રાષ્ટ્રગીત કેમ નથી? કોઈ ટાગોરનું જનગણમન ગાય તો ઠીક.' શ્રી એરુંડલે શ્રીમતી રુકમિણી એરુંડલની સામે જોયું. તેમની જમણી બાજુ હું બેઠો હતો એટલે મને પૂછ્યું. મને એક કડી યાદ હતી અમને થોડી વેળા આપવામાં આવી એટલામાં માઈક્રોફોનથી દૂર જરા રીહર્સલ કરી

લીધું અને હિંદી-આઇરિશ સ્વરોના મિશ્રણમાં એ બંગાળી ઉચ્ચારોનું અમે ગાન કર્યું. પ્રમુખશ્રીને સંતોષ થતો કે જગતનાં રાષ્ટ્રગીતોમાં ભારતને સ્થાન મળ્યું.

પરિષદના પૂર્વ કાર્યક્રમમાં મેં એક બીજું ભાષણ 'ભારતીય સંસ્કૃતિનું સ્વરૂપ' એ વિષે આપ્યું; અને પરિષદના અંતભાગમાં ગ્રેટા (શ્રીમતી કઝિન્સ) એ 'ભારતીય નારીનું સ્થાન' એ વિષે વ્યાખ્યાન આપ્યું.

અમેરિકા છોડયા પછીના પ્રવાસમાં હોનોલુલુ, હવાઈ બેટો, જાપાન, શાંઘાઈ, હોંગકોંગ, પીનાંગ, સિંગાપુર, કોલંબો વગેરે સ્થળોમાં મિત્રો ને સંસ્થાઓની મુલાકાતો, વ્યાખ્યાનો ને અનુભવોના પડઘા લેતાંદેતાં અમે પાછાં અડ્યાર આવી પહોંચ્યાં."

આ વિશ્વપરિક્રમા પછીના છ માસ તો જૂની જાણીતી સૃષ્ટિમાં જા-આવ કરવામાં જ વીતી ગયા. ભારતીય નારીનાં સેવાકાર્યો માટે શ્રીમતી કઝિન્સે ઉત્તર-દક્ષિણના લાંબા પ્રવાસો કરવા માંડયા. તેમાં તે થાકી જતાં, પણ નારી-હકનું કામ આગળ વધતું હતું તેથી પ્રસન્ન હતાં.

ડૉ. કઝિન્સને પોતાના અનુભવો અને નજરેજોયા જગતના પ્રવાહોની વાત કહેવાને ૧૮૦૦ માઈલનો પ્રવાસ કરી ફરી કરાંચી સુધી જવું પડયું. હિંદુ-મુસલમાન ઉભયને પ્રિય એવા ત્યાંના પારસી મેયર શ્રી જમશેદ નસરવાનજી મહેતા સિંધના થિયૉસોફીમંડળના પ્રમુખ હતા, તેમને ત્યાં મહેમાન થયાં હતાં. મોહેં-જો-ડેરાના ભૂગર્ભમાંથી નીકળેલી ઈ. પૂર્વે ૩૫૦૦ વર્ષ પહેલાંની પ્રાચીન નગરી (જે તાજેતરમાં જ નીકળેલી હતી તે) જોઈ. પાછા ફરતાં આબુમાં જૈન તીર્થંકરોને ભારતીય કલાએ આરસપુષ્પોમાં આપેલી અંજલિનું દર્શન કર્યું. અને ત્યાંથી અમદાવાદ આવ્યાં: જાન્યુઆરી ૨૬,

૧૯૩૦ના દિવસે. તે જ દિવસ ભારતનો આઝાદીદિન ગણાયો ને સરદાર વલ્લભભાઈએ રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. ગાંધીજી તે વખતે આશ્રમમાં જ હતા. તેમની મુલાકાત થતાં પહેલાં અમદાવાદના કલાકારોના મંડળ 'ભારત કલામંડળ' તરફથી 'શિક્ષણમાં કળાનું સ્થાન' એ વિષે વ્યાખ્યાન આપ્યું. (પ્રમુખપદે સ્વ. નર્મદાશંકર મહેતા હતા.) બપોરના ગાંધીજીની કુટિરમાં ચટાઈ પર બેસી તેમની સાથે વાર્તાલાપ કર્યો. ત્યાંથી અધાર જતાં રસ્તામાં બે દિવસ અજંટાના કલામય વિહારો જોવામાં ગાળ્યા. એ વિષે એમણે નોંધ કરી છે કે 'અજંટામાં ચિત્રનો એક લીટો પણ ન હોત તોયે શિલ્પનિર્માણમાં તે કલ્પના અને કૌશલ્યના અજોડ પ્રકાર તરીકે—એક અમર કલાસર્જન તરીકે સ્થાન લઈ શકે.

## ૧૧

# ભારતની સ્વાતંત્ર્યલડત

અજંતાથી ૭૫ માઈલના અંતરે ઈલુરનું કૈલાસમંદિર ભારતની કલાસિદ્ધિનું વળી વધુ ઊંચું શિખર, બીજાં બૌદ્ધજૈન પાષાણમંદિરોની વચ્ચે વિસ્મયમુગ્ધ કરી દેતું તેમણે નિહાળ્યું. એમાંનું એક મંદિર વિશ્વના સ્થાપત્યશિલ્પમાં એ સ્થાનને પ્રસિદ્ધપૂર્ણ બનાવી શકે એવું છે.



બીજાં મંદિરો ખડકના પેટાળમાં કોતરેલાં છે, પણ કૈલાસ તો અંદર-બહાર સર્વાંગે ઉત્કીર્ણ શિલ્પશૃંગારભર્યું ખુલ્લા આકાશ નીચે સ્થિત છે. વિશ્વનાં દૈવી તત્ત્વોને સંકેતપૂર્ણ પાત્રોમાં અભિવ્યક્ત કરવાની

ભારતીય પ્રતિભા ત્યાં પૂર્ણ સ્ફુરાયમાન બની છે. ચિત્તના સંકલ્પથી નિર્માણ કરવાની શક્તિ ને મનના આદેશ પ્રમાણે કાર્યમાં ઉતારનારી નેત્રો અને હાથની શક્તિએ સાચા પહાડમાંથી કલાસૃષ્ટિ નિપજાવીને આશ્ચર્ય ઉત્પન્ન કર્યું છે. સફેદ ચૂનાના આલેપનથી એ સમગ્ર વિરાટ શિલ્પ એક વખત તેના ભક્તોના હૃદયમાં હિમાચ્છાદિત શિવધામની પવિત્રતા પ્રેરી અંતરમાં ઉજ્જવળતા પ્રસારતું હશે.

ઉત્તર ભારતના પ્રવાસમાં અનેક વ્યક્તિઓને વટાવતાં એ કૈલાસ દર્શનની સમતુલા આપનાર માનવસ્વરૂપોનો પણ મેળાપ થયો. અતુલ ચિત્રસૌંદર્યના સ્વામી અવનીન્દ્રનાથ બીમાર હતા. લકવાથી ઝલાયા હતા. કલકત્તાના કૉલેજ સ્ક્વેરમાં મારા ખંડ પર આવનાર નિમ્ન કોટીના બીજા કલાકારો પ્રમોદ ચેટરજી, એ. બૅનરજી, એમ. ગુહા અને પ્રસિદ્ધ કલાપંકિત શ્રી અર્ધેન્દ્ર ગાંગુલી હતા. બીજે દિવસે શાંતિનિકેતન ગયો ત્યારે કૈલાસના ઉત્તુંગ શિખર સમા શ્રી રવીન્દ્રનાથનાં દર્શન અને નિરવધિ પ્રેમાદરનો પાત્ર બન્યો. ૭૦ વર્ષની વયે તાલવૃક્ષ જેવા ટટ્ટાર, શ્વેત કેશાવલિ ને દાઢીથી પ્રતાપી લાગતા. એમના સપાટો પહેરી મોટા રાજવી ઝભ્ભા સાથે સતત જાગૃત સમૃદ્ધ માનસનો પરિચય આપતા વાટિકામા વિહરતા સમીસાંજની શીતળ હવા માણતા. પાછા ફરતાં તેમની સાથે તેમના સુંદર ભવનમાં સાથે જ ભોજન થતું. કેટલાક અનુભવોએ તેમને અગોચર આધ્યાત્મિક અનુભવોની ઝાંખી થઈ હતી અને તે સામેનો તેમનો સંદેહ ઓગળી ગયો હતો.

પણ ૧૯૩૯ના એપ્રિલની ૨૯મીએ આગળના પ્રવાસની પુનરાવૃત્તિ કરવાનું અમેરિકાનું ફરી આમંત્રણ મળ્યું. ભારતમાં રાષ્ટ્રિય ચળવળ જોરથી ઊપડી હતી; અને શ્રીમતી કઝિન્સને તેની વચ્ચે રાખીને તેમણે મદ્રાસ છોડયું; કારણ કે ભારતમાં પરદેશી રાજ્યની મૂર્ખતાના પ્રસંગોથી એ વર્ષ યાદગાર બની ગયું. એમણે લખ્યું કે 'અવલોકન

કરી સત્ય કહેનારા એમના જેવા માણસોની પણ જરૂર હતી તેથી આમ અલગ થવાનો પ્રસંગ યોગ્ય જ હતો.'

૧૯૩૦ના મેની ૬ઠ્ઠીએ તે હજ અરબી સમુદ્રમાં હતા. તે વખતે જ ખબર મળ્યા કે ૧૮૨૭ના એક વટહુકમ પ્રમાણે ગાંધીજીને સૂરત પાસેથી પકડ્યા હતા. જિનેવામાં ખબર મળ્યા કે સરોજિની નાયડુને પણ ગાંધીજીનો સાથ કરવા બદલ ૯ માસની કેદ મળી હતી. એકેએક દિવસ પત્રોમાં તેમની છબી મુખ્ય બનાવ તરીકે અગ્રભાગે છપાઈ. આવે વખતે ગ્રેટા તેમના મુદ્દતત્પર સ્વભાવને કેમ રોકી શકે?

તેમણે સાથે લીધેલાં નવાં ભારતીય ચિત્રોનુ પ્રદર્શન શ્રેષ્ઠ રીતે જિનેવાની લી એથેનીએ ૧૬ દિવસ રાખ્યું. એ વખતે 'લીગ ઑવ નેશન્સ' ચાલુ હતી. તેને અંગે આવેલા ૫૦ જેટલા પત્રકારો માટે પ્રદર્શન અને મુલાકાતો ગોઠવાઈ. પ્રશ્નોત્તરો, નાસ્તા-પાણી અને આનંદોદ્ગારોથી એ પ્રસંગ સભર બન્યો. એક ડચ પત્રકારે 'બ્રિટિશ ભારત'માં તળપદી કળા કેવા પ્રકારની છે તે હોલન્ડમાં બતાવવા ખૂબ જ આગ્રહ કર્યો. એક બીજા પત્રકારે પ્રદર્શન માટે સરસ જગ્યા અને પ્રચારનું માથે લીધું અને હોલન્ડના એકેએક પત્રના પ્રતિનિધિ તેનું અવલોકન લખે એવી ગોઠવણ કરી. ન્યૂયૉર્ક જતાં પહેલાં તેમણે એક અઠવાડિયું હોલન્ડના હેગ શહેરમાં ગુજાર્યું.

'મારા યજમાને વચન પ્રમાણે બધું કર્યું. હોલન્ડના પાટનગરના મુખ્ય કલાકેન્દ્રમાં પ્રદર્શનની ગોઠવણ રાખી હતી. બીજે દિવસે પ્રેસ-કૉન્ફરન્સમાં પ્રશ્નોત્તરોની ઝડી વરસી. બ્રિટિશ ભારતનાં ચિત્રોનું આવું પ્રદર્શન હોલન્ડમાં પ્રથમ વારનું જ હતું એટલે તે કળાજગતનો શિરટોચ (topranking) બનાવ ગણાયું.' તે પછી તે ન્યૂયૉર્ક વિદાય થયા. આ પ્રવાસ દરમિયાન તેમણે ઘણી નવી કાવ્યપંક્તિઓ રચી, નવા કાવ્યપ્રસંગો નિરખ્યા.

ફિલાડેલ્ફિયાની નજીકમાં બ્રિસ્ટોલની રોટરી કલબમાં તેમણે 'સામાજિક અને સાંસ્કારિક ભારત' (India cultural and social) એ વિષય પર મૌલિક વ્યાખ્યાન આપ્યું. તે વખતે પ્રશ્ન પુછાયા તેમાં એક જણે વિનયથી પૂછ્યું, 'ડૉ. કઝિન્સ, છેવટે એમ તો લાગે છે ને કે રાજકીય હેતુ માટે મીઠું પકવવાનો ગાંધીનો તરીકો નજીવો પ્રયોગ છે?' એને તરત જ જવાબ મળ્યો, 'નજીવો કહો કે સૂચક કહો પણ બોસ્ટનના બંદરમાં ચા ડાલવી દીધી તેવો જ.' ખૂબ જ હસાહસ થઈ ગઈ. એ પ્રશ્ન પૂછનાર પણ ખુશ થઈ ગયો.

વૉશિંગ્ટનમાં યુનિવર્સિટી ઑવ મેન્સ કલબના આશ્રયે એક સભા થઈ ત્યાં કલબના સેંકડો સભ્યો પાસે 'ભારતના નામાંકિત નરો' (Eminent Indians) ઉપર બોલવાનું આવ્યું એટલે કોઈ પ્રેરણાથી તેમણે ગાંધી, બોઝ ને ટાગોરને પસંદ કર્યા ને તેમને સંત, વિજ્ઞાની ને ઉદ્ગાતા (saint, scientist and singer) એવાં અભિધાનો આપ્યાં ને છેવટે જનગણમનની એકબે બંગાળી લીટીઓ પોતાની રીતે બોલી કવિએ કરેલો આખો અંગ્રેજી અનુવાદ સંભળાવ્યો. એ વખતે ખયાલ પણ ન હતો કે કાવ્યમાં છે તે, હજારોએ કરેલો સંકલ્પ સત્ય બનશે.

વાયદા પ્રમાણે તેમણે આયોવા યુનિવર્સિટીમાં કાવ્યપ્રયોગો ઉપર વ્યાખ્યાનમાળા આપી. એમનું ચોથું વ્યાખ્યાન:' કાવ્ય : અંતર્નાદનું પુરાણશાસ્ત્ર ' ( Poetry as intuitive scripture ) એ વિષય પર થઈ ગયું ત્યાર પછી પ્રો. શામબોધ ( Shambaugh ) જે વ્યાખ્યાનવિભાગના મુખ્ય હતા તેમણે ડૉ. કઝિન્સને એકાન્તમાં બોલાવી જાતવિનમ્રતા ( modesty ) પર નાનું સંભાષણ આપ્યું.

' તમે યુનિવર્સિટી આગળ સાહિત્યપ્રકાશનો પ્રવાહ રેલાવ્યો છે. તમે કાવ્યનાં અંતરબાહ્યાંગ સમજાવ્યાં છે અને કેટલીયે જાણીતી

કાવ્યપંક્તિઓને નવા સંદર્ભમાં મૂકી તેમાં નવીનતા બતાવી છે. પણ તમે એક આયરિશ કવિ કઝિન્સને વીસરી ગયા છો. હવેના વ્યાખ્યાનમાં બીજાઓને પડતા મૂકજો અને તમારો ભંડાર ખુલ્લો કરજો.'

સાયન્સ થીએટરની વ્યાસપીઠ પર ચડતાં મને મિલ્ટનની પંક્તિ યાદ આવી: where more is meant than meets the Ear.

'કાનોમાં પહોંચે તે કરતાં વધુ અર્થપૂર્ણ.'

મારી જ કાવ્યપંક્તિઓના નમૂના લઈ કવિતાનો ઉદ્ભવ, સ્વરૂપ અને સંકેત સમજાવવાનાં મને પણ કેટલીયે સ્મૃતિઓમાંથી આનંદસર્જન મળ્યું. બધાંને લાગ્યું, હું રંગમાં આવી ગયો. હું છેલ્લા શબ્દો બોલી રહ્યો કે તુરત અસાધારણ ધન્યોદ્ગાર થયા. પ્રો. શામબોધે કહ્યું, 'તમે તો કામણ કર્યું'. તેઓ કોઈ ઊઠવા ઇચ્છતા નથી અને હું પણ. આનું નામ ખરું સંભાષણ.' હું પૂરું સાંભળી શક્યો નહિ એટલે જવાબ આપી શક્યો નહિ.

એક ચર્ચમાં ભાષણ આપ્યા પછી રાત્રે ૧૦ વાગ્યે સ્ત્રીસભાગૃહમાં 'ભારતની નારી' વિષે કંઈ કહેવા ખેંચી ગયા. રસ્તાના અંધારા ભાગોમાં મેં યુવકયુવતીઓને ગાઢ આલિંગનમાં જોયાં. પ્રૌઢ અવસ્થા પર ન્યૂ ટેસ્ટામેન્ટની કેટલે સુધી અસર પડે છે તે જોઈ લીધું.

લિંકન ખાતે નેબ્રાસ્કા યુનિવર્સિટી (કૉલેજ ઑવ ફાઈન આર્ટ્સ-કલાવિદ્યાલય)માં મારી કામગીરીની દૃષ્ટિએ સૌથી સંતોષકારક અનુભવ થયો. કળાના ઐતિહાસિક અને સૈદ્ધાંતિક વિભાગો સાથે જ કૌશલ-પ્રાવીણ્યના વિભાગને સમતુલામાં રાખતી સંસ્થા જોઈ. તો પણ હજી પૃથ્વી ઉપર કેળવણીને સાચું સ્વરૂપ આપનાર પ્રથમ પગથિયારૂપે કળાને અભ્યાસક્રમમાં ઓતપ્રોત કરનારી સંસ્થા મારે શોધવી રહી.

અહીં ભારતીય ચિત્રોને બહુ ઉમળકાભર્યો, સમજણભર્યો આવકાર

માણ્યો. ચિત્રનીથીમાં કળાના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોનાં મુમુક્ષુ ટોળાંઓની સાથે વાર્તાલાપમાં મારો સમય પૂરો થઈ જતો. ઘણા પ્રશ્નોના જવાબો આપ્યા પછી તેઓમાં ઘણી સુંદર સમજણ પ્રકટતી. એક ઠેકાણે તો મારે ઊંચી જગ્યા પર ઊભા રહીને બધી કલામેદની સાથે હાથ મિલાવવા પડ્યા. સંખ્યા તો શેની યાદ રહે ?'

ડેનવર યુનિવર્સિટીના કોલારાડોની કૉલેજ, નેવેગ, રેનો અને લૉસ ઍન્જેલિસમાં બીજી વારના પ્રસંગો બધા પ્રેમભર્યા સહચાર અને સંભાષણોથી પૂર્ણ હતા. છેવટના નવ દિવસો સાન્ટા બાર્બારાના ઈમીમ કુટુંબ સાથેના શોકમય બની ગયા. હેન્રીનાં પત્ની સાનફ્રાન્સિસ્કોની ઇસ્પિતાલમાં ગુજરી ગયાં. એમની પોતાની તબિયત પણ લથડી હતી. વેન્ચુગના એક ડૉક્ટરની દવા લેવા માંડી. એ ડૉક્ટર નાસ્તિક ગણાતો. એણે તબિયત તપાસી કહ્યું, 'તમને કશું નથી થયું. માત્ર ખાનપાનની અનિયમિતતા અને કામનું દબાણ અસર કરી ગયાં છે.' એના કહેવા પ્રમાણે આરામ અને શાન્તિ લીધાથી તબિયત સુધરી ગઈ ત્યારે તેની પાસે દવાનું બિલ માગ્યું. 'બિલ! બિલ શાનું? તમે કૅટોનાના તમામ ભાષણથી મને તો કળા અને બુદ્ધિનો ઉપચાર કર્યો છે તેનું બિલ મારે આપવાનું હોય તો મારે તો દેવાળું કાઢવું પડે.' આખરે મેં તેના મુલાકાતખંડ માટે મારાં કેટલાક પુસ્તકો ભેટ કર્યાં, જેથી અમેરિકાના પદાર્થવાદ પર કંઈ અસર થાય.

પાછળથી ભારતમાં સ્વાતંત્ર્યસંગ્રામને અંગે જે બનાવો બન્યા તેમાં શ્રીમતી માર્ગરેટ ઘણામાં સંડોવાતાં ગયાં. મદ્રાસના રેતાળ કિનારા પર મોટી મેદની આગળ તેમને ભાષણ આપવાનો પ્રસંગ આવ્યો તે જ વખતે પાછળથી કેટલાક મોટરોમાં ફરવા આવેલા યુરોપિયનોની સગવડ ખાતર લોકોને ખસેડવાની પોલીસને સૂચના અપાઈ. આમ કરવાની જરાય જરૂર નહોતી છતાં બીજે દિવસે છાપામાં તેને અંગે

કેટલાક મરી ગયા અને ઘાયલ થયાના સમાચાર પ્રસિદ્ધ થયા. પછી તો જે લોકો અને સંસ્થાઓ અલગ જ રહે એવાં હતાં તેઓ પણ આ સંગ્રામમાં ઝૂકી પડયાં. શ્રીમતી માર્ગરેટ જેવાને માથે પણ દોષ આવ્યો કે તેમના જેવાં તેમાં અગ્રભાગ લે છે માટે જ ઘણા ભારતીઓ રાજકીય ચળવળમાં જોડાય છે અને એ જ કારણે બિનરાજદ્વારી એવા ભારતમહિલાસમાજ તરફથી વાઈસરોય અને ગવર્નરને વિરોધના તારો થયા તેમાં તેમનું નામ દૂર રાખવામાં આવ્યું હતું. વર્તમાનપત્રો, તારો બધાં ઉપર અંકુશ મુકાઈ ગયા હતા અને ૩૦મી એપ્રિલે એક રાજદ્વારી નેતા શ્રી સી. રાજગોપાલાચારીને કેદ કરવામાં આવ્યા. આ સમાચાર પણ પ્રસિદ્ધ થયા નહોતા, કોઈ રૂબરૂ લઈ આવ્યું હતું.

શ્રી બેસાંટ સત્તાનો દોર તોડવાના પ્રયાસમાં ગાંધીજીની સામે થવાની ધૃષ્ટતા બદલ બહુ અપ્રિય થઈ ગયાં હતાં. આ બાબતમાં તેમનો શો સિદ્ધાંત હતો ને પદ્ધતિની બાબતમાં વિરોધ છતાં તેના આદર્શોમાં સંમત હોવા વિષેના અજ્ઞાનથી લોકોએ તેમનું અપમાન કરી 'મરીન' સાગરતટે જતાં રોકયાં હતાં.

સારાં સ્ત્રીપુરુષો જેલમાં જવા લાગ્યાં. કંઈકના ઉપર જાસૂસી થવા લાગી. એવો એક માણસ અદ્યાર આશ્રમમાં આશ્રય લેવા આવ્યો એટલે તે મકાનને ઘેરો ઘાલી ત્યાં જેટલાં હતાં તેટલાં માણસોને અટકમાં લીધાં અને પછી બીજાં ૩૦ ઘરોની જપ્તી લીધી. એક વકીલે ભારતના સરકારી મંજૂરી વગરના ભારતીય ધ્વજને વંદન કર્યું તે માટે એ કેદ થયો. કમલાદેવી મુંબઈની જેલમાં તપાસ અને સજાની રાહ જોતાં હતાં તેમણે શ્રીમતી માર્ગરેટને લખ્યું, 'આજે હું આપની ખરી આધ્યાત્મિક પુત્રી અને શિષ્યા થઈ હોવાનો હક જાહેર કરું છું.' એ વાંચી શ્રીમતી કઝિન્સ હરખાઈ ગયાં.

શ્રી સરોજિની નાયડુ અને ૨૦૦૦ જેટલા સ્વયંસેવકો લાઠીદંડા ખાઈને જેલમાં ગયાં. ૧૮૦ જેટલા ઇસ્પિતાલમાં પડયા. આ બધી

તવારીખમાં એક પ્રજા બીજી પ્રજાના કૃત્રિમ સ્વામીત્વમાંથી મુક્ત થવા તે કેવાંકેવા સંજોગોમાંથી પસાર થતી આવે છે તેના પ્રસંગો ભરપૂર છે. એની વચ્ચે 'સમસ્ત એશિયા મહિલાપરિષદ' (All Asia woman's conference) નિર્માણ પામી. તેના નિયુક્ત પ્રમુખ શ્રી સરોજિની નાયડુ જેલમાં હતાં. તેથી રોજ જુદા જુદા દેશના એક આગેવાન મહિલાએ પ્રમુખસ્થાન લીધું હતું. એકાદ વર્ષ પહેલાં એશિયાની પૂર્વકંઠારે સેવેલાં સ્વપ્નોની આવી અપૂર્વ અને નિરવધિ સફળતા જોઈ શ્રીમતી માર્ગરેટે એકાંતે હર્ષાશ્રુ પાડયાં. એવામાં એમને અમેરિકાથી શ્રી કઝિન્સની નાદુરસ્ત તબિયતના સમાચાર મળ્યા. તેઓ પોતાનાં પર્યટનો અને સતત પ્રવાસોથી થાકી બીમાર થયાં હતાં. તેવામાં ન્યૂ યૉર્કની સીટી કોલેજ તરફથી એક વર્ષ માટે 'આજની અંગ્રેજી કવિતા' (Modern English poetry) ઉપર અતિથિવ્યાખ્યાતા તરીકે તેઓ નિયુક્ત થયાના ખબર મળ્યા. બંનેનો ખર્ચ નીકળે એટલો દરમાયો પણ હતો. આથી જાહેર જીવનનો ત્રાસ છોડી તેમની સાન્નિધ્યમાં પહોંચી જવાની તાલાવેલી શ્રીમતી કઝિન્સને થઈ આવી. કામકાજની ભલામણો કરી, ઘરવખરી સમેટીને તેઓ એક કાર્ગો સ્ટીમર–માલ લઈ જનારી આગબોટ સીધી ન્યૂ યૉર્ક જતી હતી તેમાં ઊપડયાં અને જુલાઈની ૭જીએ કઝિન્સદંપતી ન્યૂ યૉર્કમાં રોરિક મ્યુઝિયમના બારમે માળે એક ખંડમાં ફરી વાર અમેરિકામાં સાથે વસ્યાં. ત્યાં તેમને સંતોષ આપે એવાં માનવીઓ અને સૃષ્ટિ નજીકનજીકમાં જ હતાં. કવિતા અને વિવેચના તેમ જ આલોચનાભર્યા વાતાવરણમાં બંનેની લેખનશક્તિ ફરી પાંગરી. શ્રી કઝિન્સની તબિયત સુધરતી ગઈ તેમ કવિતા રચવાનો આવેગ જાગ્યો અને તેમનાં કેટલાંક સુંદર કાવ્યો ત્યાં લખાયાં. એમના ખંડમાં ભારતનાં સ્મરણો જાગૃત કરતા પદાર્થો, સિંધ અને મદ્રાસનાં સાદાં સરસ છાપનાં આચ્છાદનો વગેરેનો ઉપયોગ કરી મિત્રોને એ પૂર્વી વાતાવરણનો આનંદ આપતું કલાત્મક સમાજકેન્દ્ર બનાવ્યું.

ન્યૂ યૉર્ક સીટી કૉલેજની તેમની કામગીરીની વાતો થવા લાગી અને ન્યૂ યૉર્ક યુનિવર્સિટીએ તેમની પાસે કવિતા ઉપર અઠવાડિયામાં એક વાર સવિશેષ વ્યાખ્યાનક્રમની યોજના કરી. 'કવિતાની કળા અને શાસ્ત્ર ' The science and art of poetry) ૧૫ અઠવાડિયાં ચાલ્યાં. ૩૦ શ્રોતાઓ તે માટે ફી ભરી સાંભળતા હતા. અને લોકો પાસે જે કંઈ કાવ્યભંડાર હતો તેમાંથી કવિતાનાં શબ્દ, રચના, સંગીત, અલંકાર, સંવેદના વગેરે તત્ત્વો (verbal, structural, musical, figurative and psychological constituents of poetry)નાં શાસ્ત્રીય પૃથક્કરણ અને સૌન્દર્યસમન્વયની ભૂમિકા તેમણે સ્થાપી.

દરમિયાન શ્રીમતી કઝિન્સે ન્યૂ યૉર્કની કોલંબિયા યુનિવર્સિટીના હોમ સાયન્સ વિભાગના શિક્ષકવર્ગમાં એક જગ્યા મેળવી. આ જગ્યા માટે પ્રવેશ મેળવવા તેમને એક દિવસે સવારના આઠથી બપોરના ત્રણ સુધી રાહ જોવી પડી, કારણ કે યુનિવર્સિટીના પત્રક પર પ્રવેશ-સંખ્યા નેવું હજારે પહોંચી હતી. ત્યાં તેમને ન્યૂ યૉર્કના એક કુટુંબનો રોજનો ભોજનખર્ચ કેટલો થાય તેની સરેરાશ મેળવવાનું સોંપાયું. તે જ વખતે તેમણે કહ્યું, 'આ સંશોધનકાર્ય માટે પ્રથમ એવું ધારી લીધું હશે કે માંસખાદ્યો ખોરાકમાં આવશ્યક તત્ત્વો છે. પણ ૨૮ વર્ષ પહેલાં મારા લગ્નદિવસથી કદી એ પદાર્થો મેં ખાધા નથી તેથી નિરામિષ શાકાહાર પર મારું સંશોધન કરવાની મને છૂટ મળવી જોઈએ.'

એમનાં સંશોધનો માટે તેમણે શાકાહારી જનસંખ્યા શોધવા માંડી. તેમણે કુટુંબો, રેસ્ટોરાં અને સંસ્થાઓની મુલાકાતો લીધી અને છેવટે એ મહાન નગરમાં શાકાહાર પર જીવનાર કુટુંબના ખર્ચ વિશે અને પદાર્થો વિષે માહિતી રજૂ કરી. એમાંથી જેઓ ચુસ્ત શાકાહારી-

ઓ હતા તેમનું એક મંડળ બનાવી સભાઓ ભરી. બીજી પ્રણ અનેક સુખદ મુલાકાતો, મૈત્રીઓ અને સંગીતસમારંભો માણ્યાં.

૧૯૩૨ની ૮મી ફેબ્રુઆરીએ ન્યૂ યોર્કમાં પ્રસિદ્ધ સંગીતાચાર્ય પેદ્રેવ્સ્કીએ એક અવનવો જલસો કર્યો. યુનાઈટેડ સ્ટેટ્સમાં પ્રવાસ



શ્રીમતી માર્ગરેટ કઝિન્સ

કરતાં તેમને ખબર મળ્યા કે સિનેમાનાં થિએટરોમાં રેકર્ડોનો વપરાશ થતાં વાદ્યવૃન્દના કેટલાય ઉસ્તાદોને કામથી છૂટા કરવામાં આવ્યા હતા. એ બાબત એના મહાનુભાવ હૃદયને આઘાત થયો અને એણે

ન્યૂ યૉર્કનું મોટામાં મોટું શ્રાવ્યુસ્તન રોકીને એક જલસો આપ્યો. તેની તમામ ઊપજ રખડી પડેલા સંગીતજ્ઞોને મદદ કરવા આપી દીધી. એની બે ટિકિટો મેળવી કઝિન્સદંપતીએ ત્યાં હાજરી આપી હતી. તે દિવસે ૧૬૦૦૦ ડૉલર સ્થાનભ્રષ્ટ કલાકારોને મળ્યા. નિકોલસ રોરિકના શાંતિધ્વજના વિચારમાં ડૉ. કઝિન્સે ઘણો ઉમંગ અને ભાગ લીધો હતો. એક વખત યુનિવર્સિટીએ કવિઓના કીર્તિમંદિરમાં ઉત્સવ કર્યો ત્યારે સદ્‌ગત મહાન કવિઓ વિષે બોલવાને એક એક જીવંત કવિને સોંપાયું. ડૉ. કઝિન્સના સદ્‌ભાગ્યે એમર્સન પર બોલવાનું આવ્યું હતું.

છેલ્લા દિવસોમાં ન્યૂ યૉર્કના શાકાહારપ્રચારમંડળે તેમના વિદાય-માનમાં એક ભવ્ય ભોજનસમારંભ યોજ્યો હતો. તેમાં દેશવિદેશના શાકાહારપ્રિય પ્રસિદ્ધ પુરુષોએ હાજરી આપી હતી. તે પૈકી શ્રી સૈયદ હુસેન જે ભવિષ્યમાં ઇજિપ્તમાં ભારતના પ્રથમ રાજદૂત થવાના હતા તે પણ હાજર હતા. '૩૨ની ૧લી જુલાઈએ તેમણે અમેરિકા છોડ્યું.

તેમનો નવો ફાલ 'પ્રવાસી વીણા' (A wandering harp), જેમાં તેમની કવિતાઓનો સંગ્રહ છપાયો.

પાછા ફરતાં એશિયાના બીજા દેશોનાં નારીનેતાઓનો પરિચય મેળવવા શ્રીમતી માર્ગરેટ જેરુસલેમ, બગદાદ, બૈરૂટ, બસરા વગેરે રણવાટોનો પ્રવાસ ખેડી કરાંચી પહોંચ્યાં. ત્યાંથી મુંબઈ આવ્યાં ત્યારે મહાત્માજી યેરોડા જેલમાં હતા. તેમને મળવા પ્રયત્ન કર્યો. ત્યાં સ્ટેશન પર ગાંધીજીના જમણા હાથ બનેલા શ્રી રાજગોપાલાચારી મળ્યા. એક જ મિનિટની ગુસપુસ કરી તેમણે વાણીસ્વાતંત્ર્યની મનાઈનો હુકમ તોડી જેલનું જોખમ ખેડવા અનુમતિ મેળવી. મહાદેવ દેસાઈ દરવાજા સુધી મૂકવા આવ્યા તેમણે જણાવ્યું કે હવે રાજ્યનું અંતર બદલાય છે તેની નિશાનીરૂપે ગાંધીજીને કોઈની પણ એકાંત મુલાકાત થઈ શકે છે.

'અમેરિકા અને યુરોપના તાજેતરના પ્રવાસથી ઉત્તેજિત થયેલું તેમનું માનસ બ્રિટિશ જોહુકમીથી વ્યાકુળ બની ગયું અને દરેક પ્રસંગે તે બોલવાની તક લેવા લાગ્યાં. તા. ૭મીએ સાગરના રેતાળ મેદાન પર કેટલાક પ્રમુખજનોએ સભા ભરી. દરેક જણને વાણીસ્વાતંત્ર્ય પ્રમાણે બોલવાનું છે એમ તેમણે જણાવ્યું. એટલે પહેલો જે બોલવા ઊભો થયો તેને પોલીસે રોકવા પ્રયત્ન કર્યો એટલે શ્રીમતી કઝિન્સે કહ્યું, 'તેણે જેટલું કહ્યું તેનો હું મારી જાતે સ્વીકાર કરું છું.' એટલે તેણે તેમને અટકાયતમાં લીધાં અને ઉચ્ચ અમલદારો પાસે લઈ ગયો. એણે તો કહ્યું, 'મૂર્ખાઈ ન કરતો.' કહી આયુ સ્વામીનાથનને ત્યાં તેમને મોકલી આપ્યાં. બે દિવસ પછી તે ઠેકાણે બે સાદા દેખાતા પોલીસોએ નોટીસ આપી અને તેમને વેલુરની જેલમાં લઈ જવામાં આવ્યાં.

દરમિયાન તેમને ડૉ. કઝિન્સ ફરી મદનપલ્લી કૉલેજના પ્રિન્સિપાલ બન્યાના ખબર મળ્યા. એ જ વખતમાં ગાંધીજીના ઉપવાસની વાત બહાર આવી. સુભાગ્યે એમને છૂટા કરવામાં આવ્યા. જેલમાં શ્રીમતી કઝિન્સને ન્યૂસપેપરો આપવામાં આવતાં નહોતાં. અને જ્યારે પહેલું એક પત્ર હાથમાં આવ્યું ત્યારે તેમાં અમારા અધ્યાત્મ-આચાર્ય મૈયા બેસાન્ટના અવસાનના ખબરો હતા. તેમને ૮૬ વર્ષ થયાં હતાં. ત્રણ વર્ષથી તો તેઓ લગભગ નિવૃત્ત જેવાં હતાં. એમની અદ્દ્ભુત જીવનકારકિર્દી વિશે તેઓ શોક વખતે અંગત કે વિવેકનું અશ્રુબિન્દુ ડાયરીમાં નોંધી શક્યાં નથી. છતાં 'અમે બીજા જન્મે પણ તેમની પીળી કંથાની સમીપ રહેવાનું જ ઇચ્છીએ ને આ જન્મમાં પણ જરૂર પડશે ત્યાં તેમણે ઉડાવેલ આધ્યાત્મિક જ્યોત ધરી રાખીશું અને જે ઉદાત્ત અને પવિત્ર નિઃસ્વાર્થ જીવનાદર્શ તેમણે બુદ્ધિવિનોદ અને આઝાદીપૂર્ણ બનાવી આપ્યો છે તેને અનુસરીશું.'

મદનપલ્લીની કૉલેજની જગ્યા સંભાળતાં ડૉ. કઝિન્સે ઉત્તર

ભારતનો એક બીજો પ્રવાસ કરી લીધો હતો. એક વર્ષ માર્ગરેટ છૂટીને આવ્યાં. તેમને મદ્રાસમાં અપૂર્વ સ્વાગત મળ્યું. મદનપલ્લીમાં સર સી. વી. રામન્, સર અકબર હૈદરી, સર એસ. રાધાકૃષ્ણ, સર સુબ્રહ્મણ્યમ્ વગેરે અનેક વિદ્યાશાસ્ત્રીઓ, પંડિતો, કલાકારોના પરિચયો વધ્યા.

એ વખતે કવિવર ટાગોર શાન્તિનિકેતનના ફાળા માટે તેમની નૃત્યનાટિકા 'શાપમોચન'નાં પાત્રો લઈને આવ્યા અને કઝિન્સ ભેગા થઈ ગયા. કવિને સ્વલ્પ આદર મળ્યો તેથી ઉદાસ થઈ ગયા હતા. પહેલે દિવસે કઝિન્સે પ્રજાને સમજાવ્યું કે કવિનાં દર્શન માટે પણ ટિકિટનું મૂલ્ય પૂરતું નથી, અને બીજું ઘણું કહ્યું. તે ભાષણ પત્રોમાં છપાયું, અને બીજે દિવસે નાટ્યગૃહ ઊભરાઈ ગયું.

ડૉ. કઝિન્સને તો પાછી મદનપલ્લીના ખર્ચની ચિંતા રાખવાની હતી. અતિશય ખેંચ અને નિરાશા વચ્ચે કવચિત્ નાનીમોટી રકમોની સખાવત મળી જતી અને ઉત્સાહ ટકી રહેતો. શ્રીમતી કઝિન્સ નારી-ઉત્કર્ષનાં કાર્યો માટે ચારે કોર પ્રવાસો કરતાં તથા કૉલેજના વિદ્યાર્થીઓનાં અમ્મા બની તેમનાં સુખદુઃખ અને સગવડો પર ધ્યાન આપતાં.

તેઓ મદનપલ્લી પાછા આવ્યા તે પછી થોડા જ વખતે વર્તમાન વાંચ્યા કે ત્રિવેન્દ્રમના યુવાન મહારાજા ૧૯૩૧માં ૧૯ વર્ષની વય પ્રાપ્ત થતાં રાજ્યસત્તા ધારણ કરે છે અને તેમના માટે એક મહેલ બંધાઈ રહ્યો છે. એ પરથી ડૉ. કઝિન્સને સૂઝ્યું અને લખ્યું કે 'આવા શુભોત્તમ પ્રસંગે ભારતીય રાજાને શોભે એવી રીતે ભારતીય કલાને તેમાં યોગ્ય સ્થાન આપી નવા યુગનો આરંભ કરવો જોઈએ.' એનો જવાબ ન મળ્યો. 'પણ મારો એ પત્ર નકામો નહોતો જ ગયો એવું મેં પછી જાણ્યું. મને ત્રાવણકોરની એક માનવતાવાદી સભા માટે નિમંત્રણ મળ્યું. એ સોદાની લાગવગને લીધે હું રાજ્યનો અતિથિ

થયો હતો. અને સભામાં પણ રાજ્યમાતા ને યુવાન મહારાણીએ હાજરી આપી હતી. સભા પછી રાજ્યમાતાએ મહેલમાં નિમંત્રી વાતો કરતાં કરતાં મારી કલાભિરુચિની કસોટી કરી લીધી. મહેલનાં ચિત્રો ને પ્રતિમાઓની ગોઠવણો અને ફેરફારો મેં સૂચવ્યા તે તેમને ગમ્યા. એમ કરતાં એક ચિત્રાલયનો વિચાર સ્ફુર્યો. મ્યૂઝિયમના બાગમાં એકબે મકાનો પસંદ થયાં અને અતીવ સ્વલ્પ શરૂઆત કરવાનું ઠર્યું અને તેમાંથી આગળ ઉપર ભારતનું એક સર્વોત્તમ ભારતીય ચિત્રાલય નિર્માણ પામ્યું.'

# ૧૨

## ત્રાવણકોરમાં

'મદનપલ્લી ખાતેનું કામ ચાલુ રાખવાની સાથોસાથ, મારા સ્વભાવ-માં રહેલી સર્જકતાને કામે લગાડવાની તક આમ, ત્રિવેન્દ્રમમાં ભારતીય કલાનું ચિત્રાલય ઊભું કરવા નિમિત્તે મળી, તેથી ઉત્તમ તત્ત્વોનું સાધારણીકરણ કરવાની મારી આદર્શપરાયણ મનીષા પ્રસન્નતા પામી. વખતોવખત ચાર દિવસની મુલાકાત ત્યાં આપવા માટે આવતાંજતાં ૨૪ કલાક ટ્રેન અને મોટરની મુસાફરી થતી. થયેલું કામ તપાસવું, નવાની યોજના કરવી વગેરેથી અંધકાર ભેદી પ્રકાશ વધતો ગયો તેમતેમ મારા હૃદયમાં આનંદ વધતો જતો હતો.

### રવિવર્માની કળા

ચિત્રાલયમાં કેવળ ભારતીય ચિત્રકળાની વીથિકા રચવા જતાં યુરોપી ઢબનાં તૈલચિત્રોનું સ્થાન કઢંગું થાય છે. એ સમયમાં રાજા રવિવર્માનાં ચિત્રોની છાપો સેંકડોમાં બહુ જ પ્રચલિત થઈ હતી. તેને મેં મારી ભારતીય કળાની વ્યાખ્યામાં કદી સ્થાન આપ્યું નહોતું. પણ પછી લાગ્યું કે ૧૮મા સૈકાની રાજપૂત કલા અને ૧૯મી સદીમાં થયેલી બંગાળની સ્થાનિક કળાના ઉદયકાળ વચ્ચેના ગાળામાં રવિ-વર્માને ભારતીય પરિપાટીનું જ્ઞાન ઉપલબ્ધ નહોતું. પણ હિંદુ ભાવનાઓને વળગી રહી તેણે હિંદુ ચિત્રપ્રસંગોને જૂના યુગમાંથી નવા યુગમાં લાવી મૂક્યા હતા. ત્રાવણકોરની બહાર કોઈ પણ ચિત્રાલય-માં રવિવર્માની કૃતિઓની ગણના હિંદી કળામાં ન થાય. પણ ત્રાવણકોરના ઇતિહાસમાં તેમનું ખાસ સ્થાન હતું. વળી તે મહારાજાના

પૂર્વજ હતા. આમ, ચિત્રાલયમાં તેમની ને તેમનાં ભાંડુઓની કૃતિઓનો એક ખંડ રચાયો. આખું કુટુંબ કળાપ્રતિભાથી વિભૂષિત હોય એ પ્રસંગ વિરલ છે.

ચિત્રાલયની સ્થાપના અંગે મેં જાહેર કર્યું હતું કે ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં આ પ્રસંગનું મહત્ત્વ ઘણું છે, કારણ કે તે દ્વારા અતીત કાળથી આજ સુધીની ભારતની ચિત્રકળા રજૂ થશે, પણ એટલા સાદા ઐતિહાસિક કરતાં યે વધારે કારણ તો આ ચિત્રકલાથી જે કલાપ્રિયતા જાગશે તેનાથી સાધારણ જીવનમાંથી કુરૂપતા અને અશ્લીલતા હઠાવવાનું સાધન મળશે. મેં ભાર દઈ જણાવ્યું કે કળાના સિદ્ધાન્તોના પ્રયોગો જીવનની કળામાં ઊતરશે ત્યારે માણસ ખરેખરી માણસાઈ પામશે. આ ચિત્રાલય કોઈ અલંકારની વસ્તુ નથી.'

આવું વ્યાપક ભાવનાવાળું ચિત્રાલય રચવાનો પૂર્ણ યશ સરકારી રીતે દીવાન સર હબીબુલ્લાએ ડૉ. કઝિન્સને આપ્યો અને ૨૫મી સપ્ટેમ્બર, ઈ. ૧૯૩૫ના રોજ મહાન સમારંભ વચ્ચે રાજ્યના ઇતિહાસમાં પ્રથમ ચિત્રાલય તરીકે મહારાજાએ તેનું ઉદ્‌ઘાટન કર્યું.

આ પ્રસંગ પછી રાજ્યમાતા, મહારાણીશ્રી વગેરે રાજ્યકુટુંબમાં ખાસ જન તરીકે તેમનાં સન્માન-સમાગમ વધી ગયાં. બરાબર એક માસ પછી ૨૫મી ઑક્ટોબર, ૧૯૩૫ના મહારાજાના જન્મદિનદરબારમાં હાજર થવા તેમને નિમંત્રણ મળ્યું. પણ વરસાદે મુસાફરીમાં એટલાં વિઘ્નો નાખ્યાં કે તે દરબાર પતી ગયા પછી ૨૪ કલાક મોડા પહોંચ્યા અને બીજા અનેક રંજનકાર્યક્રમો વચ્ચે તેમને પોતાની તરફથી લાચારી કે માફી દર્શાવવાનો વખત પણ ન મળ્યો. ચિત્રાલયના સર્જક તરીકે તેમની પ્રસિદ્ધિ પછી તેમને સમારંભોમાં મહારાજાની ડાબી બાજુએ જ જગ્યા અપાતી અને કંઈક ઇલકાબ કે સરપાવની વાત પણ હવામાં હતી. એની પરાકાષ્ઠા ૧૯૩૫ની ૩૧મી ઑક્ટોબરે જણાઈ.

## વીરશૃંખલા

'સવારમાં ૭ા વાગ્યે મહારાજાના ધારાશાસ્ત્રી સર સી. પી. રામસ્વામી અય્યરે ટેલિફોન કર્યો કે ૧૦ા વાગ્યે મહેલ પર હાજર થવું. સાથે ખાસ સૂચના કરી કે સારામાં સારો પોશાક પહેરીને આવવું, કારણ કશું જણાવ્યું નહિ. ત્યાં પહોંચ્યો ત્યારે સર સી. પી. હાજર જ હતા. તેમણે કળા અને કેળવણી પર વાતો કરી. અગિયાર વાગ્યે મહારાજા ખાસ પોશાકમાં આવી પહોંચ્યા. મને કંઈક વિધિસરતાની ગંધ આવી. સલામી પત્યા પછી એક નોકર, ભરચક સોનેરી કિનારવાળું લાલ કપડું પાથરેલી એક લાંબી સોનાની તાસક લાવ્યો. તે પર હું સમજી ન શક્યો એવી કોઈક સોનાની વસ્તુ મૂકેલી હતી. મહારાજાએ મારી સામે જોઈ કહ્યું, ડૉ. કઝિન્સ, ત્રાવણકોરના રાજવીઓનો એક પુરાણો શિરસ્તો છે કે જેઓએ રાજ્યની કોઈ વિશિષ્ટ સેવા કરી હોય તેમને 'વીરશૃંખલા'થી વધાવવા. અસલમાં યુદ્ધક્ષેત્રે શૌર્ય બતાવનારને આ અલંકાર પ્રાપ્ત થતો. એ જમાનો ગયો છે; પણ તમે તો કળા અને સંસ્કૃતિના મહાન વીરનર છો, એટલે રાજ્યનું આ સર્વોત્તમ સન્માનચિહ્ન 'વીરશૃંખલા' તમને આપતાં મને ખૂબ જ હર્ષ થાય છે. તે સાથે કળા અને સંસ્કૃતિ તમારું શૌર્યક્ષેત્ર છે.માટે આ પંડિતની શાલ પણ આપું છું. એમ કહી મારા જમણા હાથ પર તેમણે વીરશૃંખલા પહેરાવી અને સર સી. પીએ ખભા પર શાલ ઓઢાડી.'

## વિશાળ પરિચયો

૧૯૩૫ના વર્ષમાં મદનપલ્લી ખાતે ડૉ. કઝિન્સના પરિચયો વધતા ગયા. સી. રાજગોપાલાચાર્ય તેમના મહેમાન થઈ ગયા અને પોતાની બાલવિધવા પુત્રી નામગિરિને ત્યાંના 'રુક્મિણીવિહાર' કન્યાછાત્રાલયમાં મૂકી ગયા. હવે તો કઝિન્સ દંપતી ઘણી વાર ત્રિવેન્દ્રમ સાથે પણ જતાં અને રાજકુટુંબ સાથે અનેક મીઠા પ્રસંગો તથા સંગીત તેમ જ

કળાચર્યા માણતાં. રાજકુટુંબને શ્રી કઝિન્સ જાતે પૂરા ઉત્સાહથી ચિત્રોની ખૂબીઓ સમજાવતા ત્યારે તેમને પ્રાચીનથી આજ સુધીનાં કળાનાં તત્ત્વો અને ઐતિહાસિક બીનાઓની વિસ્તૃત માહિતી અવિરતપણે અને નોંધવાર આપતા જોઈ શ્રીમતી માર્ગરેટને પહેલી જ વાર તેમની એવી શક્તિનો ખયાલ આવ્યો.

તેઓ મદનપલ્લી પાછાં આવ્યાં ત્યારે છોકરીઓ સાથે છોકરાઓએ કંઈક કોલાંડ ઊભાં કર્યાં હતાં. તે જોઈ શ્રીમતી કઝિન્સને અપાર દુઃખ થયું કે 'અમે જ્યારે મનુષ્યમાં સમાનતાનું ભાન કરાવવા અને નારીજાતિ પ્રતિ પ્રાચીન સદ્ભાવના પેદા કરવા મથી રહ્યાં છીએ ત્યારે પુરુષોમાંથી જ અમારી ભાવના ધૂળ મેળવતા અલગતાવાદ અને શ્રેષ્ઠપણાનું ઘમંડ ધરાવનારા નીકળે છે.' પ્રો કઝિન્સે સાર કાઢ્યો કે આ લોકો પાસે જો ખરી કબૂલાત કરાવીએ તો તેમાં તેમની ઉશ્કેરાયેલી જાતીયતા જ જણાશે. કર્મથી જે તત્ત્વ સામે તેઓની નબળાઈ બહાર પડે છે તેને દૂર કરવાની હિચકારી રીતો તે અજમાવે છે. ખરું જોતાં તેમણે ગાંધીજીની ભારતીય રીતે સંયમની ભાવનાથી શ્રેષ્ઠતા મેળવવી જોઈ એ.

એ જ અરસામાં કોંગ્રેસ-પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદ અને દક્ષિણના બીજા નેતા ટી. પ્રકાશમ્ મદનપલ્લીની મુલાકાતે આવી ગયા. અધારમાં થિયોસોફિકલ સોસાયટીનો રૌપ્ય મહોત્સવ ઉજવાયો તેમાં પ્રો. કઝિન્સે મહેમાનોને અંગ્રેજી કાવ્ય ઉપર અને પછી રાત્રે દીપચિત્રોથી ભારતીય કળા પર વ્યાખ્યાન કરી રંજિત કર્યા. શ્રીમતી કઝિન્સને એ જ વખતે ત્રિવેન્દ્રમ ખાતે મળેલી અખિલ ભારતીય મહિલા પરિષદમાં જવું પડ્યું હતું એટલે કેટલાક સુંદર સંજોગો તે ચૂકમાં હતાં અધારના રૌપ્ય મહોત્સવમાં પ્રમુખ ડૉ અરુન્ડલનાં પત્ની રુક્મિણીદેવીએ પહેલી જ વાર જાહેરમાં ભારતનાટ્યમ્નાં નૃત્યો બતાવી અપૂર્વ કલાકાર તરીકે પ્રતીતિ આપી. એમના દરેક પ્રયોગમાં કલાકાર-

નું સમર્પણ હતું. 'કલા હવે સેવિકા ન રહી, પણ પોતે જ ધર્મસ્વરૂપ બની રહી' એમ કઝિન્સે ત્યારે નોંધ્યું. અવારમાં એક કલાકેન્દ્ર રચવાની વાતો ચાલુ થઈ.

## બંગાળનું સન્માન

ઉનાળાની રજામાં એ દંપતી દાર્જિલિંગ પાસે કાલિમ્પોંગ જઈ એક મિત્રના આવાસમાં રહ્યાં. ત્યાં Twenty years in Nepal (નેપાળમાં વીસ વર્ષ)ના પ્રવાસી લેખક ડેવિડ મૅકડોનલ્ડનો પરિચય થયો. એ સજ્જન ત્યાં 'હિમાલયન હોટેલ' ચલાવતા હતા. તેમની પાસે તિબ્બત (તિબેટ)ની કળાના અપૂર્વ 'તનખા ચિત્રપટો' જોયાં અને તેમાંથી ચિત્રાલયના આ કળાન્વેષક ત્રિવેન્દ્રમ માટે કેટલાક મેળવ્યા પણ ખરા. પાછા ફરતાં કલકત્તામાં 'રૂપમ્'ના તંત્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીએ સ્વગૃહે તેમના સન્માનમાં મેળાવડો કર્યો, તેમાં અવનીન્દ્રનાથથી માંડી ઘણા શ્રેષ્ઠ કલાકારો આવ્યા હતા. તે વખતનો નોંધપાત્ર બનાવ તો અવનીબાબુએ અચાનક કરેલું સંભાષણ હતું. તેમણે કહ્યું, 'હમણાંહમણાં ભારતમાં જે અભારતીય અને કલાહીનતાનું વલણ દેખાયું છે તેના સામે હું વૃદ્ધત્વના કારણે હવે યુદ્ધ આપી શકતો નથી. બંગાળના કલા-ઉત્થાનમાં જે ઊંચી ભાવના હતી તેની પુનઃપ્રતિષ્ઠા કરવા માટે ડૉ. કઝિન્સ, હું તમને ઊંડા હૃદયથી કટિબદ્ધ થવા વિનંતી કરું છું.' એમની ઇચ્છા પૂરવા બને તેટલું કરવા ડૉ. કઝિન્સે વચન આપ્યું.

તે પછી થોડો આરામ મેળવવા બેંગલુરથી દૂર સર મીરઝા ઇસ્માઈલના પુત્ર હુમાયૂં મીરઝાના મહેમાન તરીકે રહ્યા તે દરમ્યાન એક હજાર વર્ષ પહેલાં બંધાયેલાં હળેબીડ–બેલુરનાં સુપ્રસિદ્ધ મંદિરો જોયાં. ત્યાં તેમને અંદર પ્રવેશ તો ન મળ્યો, પણ અરીસાઓના પ્રકાશથી રંગમંડપની નૃત્યરમણીઓનાં શિલ્પો તેમને બતાવવામાં આવ્યાં.

## શ્રીમતી કઝિન્સ અમદાવાદમાં

એ પછી ડૉ. કઝિન્સ મદનપલ્લીની સંસ્થા માટે ફાળો કરવા ભારતના પ્રવાસે નીકળ્યા. દરમિયાન શ્રીમતી માર્ગરેટ અમદાવાદમાં ભરાયેલા અખિલ ભારતીય ૨૦મા નારીસંમેલનમાં પ્રમુખ થઈ ગયાં. તે સારાભાઈ કુટુંબનાં મહેમાન થયેલાં. ૨૩મી ડિસેમ્બરે ભરાયેલા એ સંમેલનમાં ૨૫૦૦ જેટલી સ્ત્રીઓની હાજરી હતી. અનેક સંસ્થાઓએ તેમને ફૂલહારોથી ઢાંકી દીધાં અને મ્યુનિસિપાલિટીએ સંમાન અર્થે ઉદ્યાનસમારંભ યોજ્યો.

૧૯૩૬ની ૬ઠ્ઠી જાન્યુ.એ અદ્યારમાં 'કલાક્ષેત્ર'ની સ્થાપના થઈ. તે પ્રસંગને ડૉ. અરંડેલ અને શ્રી જિનરાજદાસે સંસ્થાના ક્રમિક વિકાસના મહત્ત્વના સ્વરૂપ તરીકે આકાર આપ્યો. હવે ડૉ. કઝિન્સને માથે મદનપલ્લીની સાથે 'કલાક્ષેત્ર'ની પણ ચિંતા આવી; છતાં તેમના સ્વભાવને રુચતી બાબત હતી એટલે તેમાં તે અંગત રસ લેવા લાગ્યા. વખતોવખતની ચાર દિવસની મુલાકાત માટે ત્રાવણકોરનો પ્રવાસ તો ચાલતો જ હતો. સાથે પદ્મનાભ મંદિરનાં જૂના ભીંતચિત્રોનો સમુદ્ધાર તથા સરકારી મ્યૂઝિયમની નવરચના વગેરે કામગીરી વધી હતી.

એ આવ-જા વચ્ચે અન્નમલાઈ યુનિવર્સિટીનાં વ્યાખ્યાનો આપવા તેઓ રોકાયા ત્યારે નજીકમાં જ ચિદંબરમનું સુપ્રસિદ્ધ મંદિર જોવાની ઇચ્છા કરી. એક હિંદી પ્રોફેસર તેમને ધોતી, પહેરણ અને ત્રાવણકોરની શાલમાં સજ્જાવીને ત્યાંની નૃત્ય-અભિનયોવાળી શિલ્પાકૃતિઓ બતાવવા લઈ ગયા. પોતાના આગળના અનુભવ પ્રમાણે તે ચંપલો બહાર ઉતારી બધે નમસ્કાર કરતા ચાલ્યા અને એમને કાશ્મીરી ધારીને કોઈએ પૂછપાછ કરી નહિ.

### મંદિરપ્રવેશ

એવામાં ૧૯૩૬ની ૧૨મી નવેમ્બરે પોતાના જયંતીદિને ત્રાવણ-

કોરના મહારાજાએ દાનો આપવાને બદલે રાજ્ય હસ્તકનાં સર્વ દેવમંદિરો કોઈ પણ જાતના જાતિભેદ વગર સર્વ હિંદુઓ માટે ખુલ્લાં જાહેર કર્યાં. એ પ્રસંગના સમારંભોમાં હાજરી આપવા કઝિન્સદંપતી ત્યાં પહોંચી ગયાં હતાં. રાજ્યના ભોજનસમારંભ વખતે રાજ્યના મુખ્ય સેક્રેટરી ડૉ. કુંજન પિલ્લે કઝિન્સની બાજુમાં હતા. વાતવાતમાં મંદિરપ્રવેશના ઢંઢેરાના બે શબ્દો ઉપર ચર્ચા થઈ. એ શબ્દોનો વિશાળ અર્થ ઘણી વિશાળ જનતાને લાગુ થાય એવો હતો. એ ભાગ આ પ્રમાણે છે : ' There should henceforth be no restriction placed on any *Hindu by birth or religion* on entering or worshipping at the temples controlled by us and our government. ' ( આજથી અમારાં કે રાજ્યને હસ્તક ચાલતાં કોઈ પણ દેવમંદિરોમાં ' જન્મે કે ધર્મે ' હિન્દુ હોય તેવા કોઈને પણ પ્રવેશ માટે કોઈ પણ પ્રકારની મનાઈ થશે નહિ. )

" ' જન્મે કે માન્યતાથી હિંદુ ' વચ્ચેનો ભેદ હિંદુ ધર્મના ઇતિહાસમાં આથી સદંતર ઊડી જતો લાગ્યો. ' જગતનું કારણ આત્મા-પરમાત્મા વિશેનું વેદાન્ત, ' આજના વિશ્વમાં ભારત બહાર પણ ઘણા સત્યશોધકોએ સ્વીકાર્યું છે. એ બધાનો આથી હિંદુત્વમાં સમાવેશ બન્યો છે, એવો મારો અભિપ્રાય મુખ્ય સેક્રેટરીએ મંજૂર રાખ્યો, ને દીવાન સર સી. પી.એ તેમાં સંમતિ આપી, એટલે આ જાહેરાતને માત્ર સિદ્ધાંતરૂપે ન રહેવા દેતાં તેની સક્રિયતા સ્થાપવાની બંનેને જરૂર લાગી. મને પોતાને તેનું મહત્ત્વ ખૂબ અસર કરી ગયું. એનો ખરો હેતુ સ્પષ્ટ કરવો જોઈએ એવું વિચારી મેં એક જાહેર નિવેદન લખી નાખ્યું ને તેની નકલો દેશાવરોમાં તેમ જ મહાત્મા ગાંધીને અને દીવાનને મોકલી આપી, એટલું જ નહિ, પણ આ જાહેરાતને ખરી કરી બતાવવા જરૂર પડે તો મારી જાત પર જવાબદારી લેવાનો નિશ્ચય કર્યો.

૧૯૩૭ની ૧૨મી જાન્યુઆરીએ દીવાને મારા મંદિરપ્રવેશની બાબતમાં વાતચીત કરવા મને તેડાવ્યો. તે સાથે રાજ્યની વિદ્યાપીઠ સંબંધે પણ વાત કરવાની હતી. અંતે અભારતીય જનને મંદિરપ્રવેશનો ધારો લાગુ કરી જોવાનો નિર્ણય થયો. રૂઢિચુસ્ત પંડિતોએ રાજ્ય માટે તો કશો વાંધો ન બતાવ્યો, પણ અન્યનાં મંદિરોમાં સેંકડો વર્ષોથી રહેલો પ્રતિબંધ દૂર કરતાં હજી ઘણાં વર્ષ લાગશે એવો મત આપ્યો. મેં તો શ્રેટાને તાર કર્યો. તેણે બધી વાત મારા આત્મનિર્ણય ઉપર છોડી દીધી.

દીવાનને આમાં એટલો ઉત્સાહ ચડ્યો કે આ પ્રસંગને ઐતિહાસિક બનાવવા તેણે મારા માટે, જો મને વાંધો ન હોય તો, એક ખાસ વિધિ-સમારંભ યોજવાનું વિચાર્યું. ઉચિત ગમે તે કરવાની મેં સંમતિ આપી.

## શ્વેત બ્રાહ્મણ

૧૭મી જાન્યુઆરીએ મંદિરપ્રવેશની સવાર અદ્ભુત બની. કવાયતના મેદાન પર શણગારેલા વીસ હાથીઓ એક બાજુ ઊભા રહ્યા અને લાખોની મેદની સામે એક ઊંચી વ્યાસપીઠ ઉપરથી મહાત્માજીએ અંગ્રેજીમાં ભાષણ આપ્યું, અને લાખોએ જેને ત્યાજ્ય ગણ્યા હતા એવા એક નેતાએ મળયાળમમાં તેનો તરજૂમો કરી બતાવ્યો, પણ એ પ્રસંગનું મહત્ત્વ ભારતની પાર કેટલું બધું છે તે વિષે તેમાં એક શબ્દ નહોતો.

બીજે દિવસે બરોબર આઠ વાગ્યે શ્રી પદ્મનાભસ્વામીના મંદિરનો એક અધિકારી મંદિરપ્રવેશ માટે મારી ખાતરી લેવા આવ્યો. ઘણી પૂછપાછ કરી તેણે ઠરાવ્યું કે ઘણાં વર્ષોથી હું એક 'શ્વેત બ્રાહ્મણ' તરીકે જીવન જીવી રહ્યો છું તેથી મારે માટે યજ્ઞવિધિની જરૂર નથી; માત્ર ગંગાજળનું માર્જન બસ થશે.

ઠરાવેલા સમયે મંદિરનાં વસ્ત્રોમાં સજ્જ થઈ હું મંદિરના નાંણુદી

આચાર્ય પાસે હાજર થઈ ગયો. એ વખતે કાપડનું સાદું કેડ સુધીનું પહેરણ અને પાનીઢંક જરીકિનારવાળું ધોતિયું પહેરવાનો રિવાજ છે, પણ આ પ્રસંગને મહત્ત્વ આપવા બધાં વસ્ત્રો રેશમી રાખ્યાં હતાં.

મંડપમાં જતાં આશ્ચર્ય સાથે જોયું કે ત્યાં તો માણસોની બેશુમાર ભીડ હતી! કોઈ જાળીઓ અને બારીઓમાંથી જોઈ રહ્યા હતા અને કેટલા યે સંભાવિત હિંદુ ગૃહસ્થો, અમલદારો, વકીલો અને શિક્ષકો મારા જેવા જ પોશાકમાં ત્યાં હાજર થઈ ગયા હતા; કેટલાક તો માત્ર ધોતી વીંટાળી તેમના ખુલ્લા શ્યામવર્ણ દેહની ખૂબી બતાવતા હતા. મને એક પાટલા પર બેસાડયો. હું તદ્દન શાંત ને સ્વસ્થ હતો, છતાં આ પ્રસંગના જગવ્યાપી ઐતિહાસિક મહત્ત્વ માટે સભાન હતો.

વિધિનો પ્રારંભ થતાં પહેલાં મેં એક નિવેદન કરવા જણાવ્યું જેથી હું કોણ છું અને કેવો છું તેની જગતને જાણ થાય. મેં આમ કહ્યું: 'હું ખ્રિસ્તી પંથના વેઝલિયન મેથોડિસ્ટ કુટુંબમાં જન્મ્યો છું. સ્વભાવથી સ્વતંત્ર વિચારવાળું મન હોવાથી ધાર્મિક બંધિયારપણાવાળા શિક્ષણથી અસંતુષ્ટ હતો. હાલના વિજ્ઞાને મને બધા ધર્મઝનૂનથી મુક્ત કર્યો, પણ અંદર જન્મેલી ધર્મવૃત્તિ અને સત્યશોધક મન મને નાસ્તિકતા સાથે મેળ લેવા દેતું નહોતું. અમરતા અને સ્વર્ગ-નરકની વાતો પરનાં તત્ત્વસંશોધન મેં વાંચ્યાં. થિયોસોફીનો પરિચય મેળવ્યો. જીવનનાં સત્યનો સાક્ષાત્કાર કરવા માટે એ સંસ્થાના ત્રણ પ્રકારો મને સૌથી વધારે બંધબેસતા અને પૂર્ણતાવાળા લાગ્યા. વેદાંત-ઉપનિષદ્-ગીતાનું અધ્યયન કર્યું. કેટલાક પ્રકારો અનુભવ્યા. આ બધાં જ્ઞાન અને અનુભવોના પ્રસ્તારથી ખ્રિસ્તી ધર્મમાં રહેલી વિશ્વભાવનાનું રહસ્ય હું સમજ્યો અને હું એવી ભૂમિકાએ પહોંચ્યો કે જ્યાં ઐતિહાસિક કે જાગતિક અનુગંધવાળું કોઈ મને મળ્યું નથી.

'ધર્માંતરનો સાધારણ અર્થ પોતાનો ધર્મ ત્યજી બીજો સ્વીકારવાનો

ચાય છે. મારા સંબંધમાં એવું નથી. કોઈ પણ ધર્મનાં બાહ્ય સ્વરૂપોનો ત્યાગ કરી આંતરિક સનાતન સત્ય તરફ અભિમુખ થવું એ જ મારું ધ્યેય છે. આજની આ વિધિ હિંદુધર્મ સ્વીકારતાં જો આધ્યાત્મિક જીવન અને સત્યપ્રકાશ માટે બીજા ધર્મોની સુયોગ્યતા સ્વીકારવાનો નિષેધ જરૂરી માનતી હોય તો આ પ્રસંગ અહીં જ અટકે, નહિ તો આગળ ચાલે.'

### જયરામ

એના જવાબમાં ત્રાવણકોરના નિવૃત્ત સચિવ દીવાન બહાદુર બી. એસ. સુબ્રહ્મણ્યમ્ અય્યર મંદિરના અધિકારીઓ અને સમુદાય તરફથી બોલ્યા: હિંદુ ધર્મ સિવાય બીજે ક્યાંય સત્ય છે જ નહિ એવું કહેવું એ તેના ઉપદેશ અને વચનોની વિરુદ્ધ છે, અને હિંદુ ધર્મવિધિ માટે તમારી યોગ્યતા વિષે અહીં કોઈને શંકા નથી વગેરે. વિધિ શરૂ થયો અને છેવટે પૂજ્ય વૃદ્ધ નાંબુદ્રી આચાર્યશ્રીએ મારા કાનમાં 'જયરામ' નામનું ઉચ્ચારણ કરી જાહેર કર્યું કે તે દિવસથી ત્રાવણકોરના હિંદુ-સમાજમાં અને ભારતમાં ગમે ત્યાં જેને ઠીક લાગે તેઓ મને એ નામથી સંબોધી શકશે. બધું પૂરું થયા પછી મંદિરના અધિકારીઓ મને એકેએક પ્રતિમા પાસે લઈ ગયા અને એક જ પરમાત્માનાં અનેક સ્વરૂપની એ પ્રતિમાઓ આગળ મેં બે હાથ જોડી પ્રણામ કર્યા.

તે દિવસે સાંજે દીવાનના સાથમાં રાજ્યમહેલમાં ભોજન લેવાનું હતું. અહીંના રાજા પ્રજાના શાસક નહોતા. બસો વર્ષ પહેલાં મહારાજ માર્તંડવર્માએ દિગ્વિજય કરીને આ રાજ્ય સ્થાપ્યા બાદ તે, ભગવાનને રાજ્યસમર્પણ કરીને પોતે શ્રીપદ્મનાભદાસ એવું બિરુદ ધારણ કર્યું હતું, એટલે ધર્મના અધિનાયક તરીકે મહારાજાએ તે દિવસે મને કુટુંબમાં હેતભર્યું સ્વાગત આપ્યું. મહારાણીએ વિનોદ કર્યો: 'તમારું નામ મેં જ પસંદ કર્યું હતું, જેથી તમારે પ્રથમાક્ષર બદલવા ન પડે;

અને તમારી જ્ઞાન-સંસ્કાર-સેવાને યોગ્ય આધ્યાત્મિક પ્રકાશવાળો 'રામ' શબ્દ 'જય' સાથે જોડ્યો છે. એ સત્યપ્રકાશનો જય હો.'

'જયરામ'જીના આ ધર્મસ્વીકાર પર દેશદેશાન્તરમાં ખૂબ ટીકાઓ થઈ. પણ ભારતના એક ખ્રિસ્તીએ તો લખ્યું : 'ખ્રિસ્તીનું આવું અપમાન? તમારો દોષ સ્વીકારી પાપમુક્ત થાઓ જેથી છેવટનો ન્યાય થતાં પહેલાં મોક્ષની એ એક જ આશા રહે.' કેટલાકે મને 'હિંમતવાળો' ને 'ઉદારચિત્ત' કહ્યો. દૈનિક પત્રોએ કોલમો લખી નાખ્યાં.

આ સમાચાર ખરા કે ખોટા તે જાણવા આયર્લેંડથી તાર આવ્યો. એક સગાએ લખ્યું : 'સમજણપૂર્વકનું'; બીજાએ લખ્યું : 'કુળને લાંછન'! બીજી કઝિન્સકુટુંબની યુવતીએ કૅનેડાથી લખ્યું : 'તમે ઘણા બુદ્ધિમાન છો, પણ પ્રભુને પીઠ પાછળ ધકેલ્યો'! પ્રભુ જો સર્વવ્યાપી હોય તો એ તો પીઠની આગળ ને પાછળ સર્વત્ર છે. તેને હું કેવી રીતે પાછળ મૂકી શકું? કોઈએ લખ્યું, 'હવે તમારું શું થશે! તમે અનંતકાળ સુધી ક્યાં રહેશો?' મેં કોઈને જવાબ આપ્યા નહિ. જીવનની વાસ્તવિકતાઓથી અંધ રાખનારા ધાર્મિક સંસ્કારોમાં હું પણ એક વાર પુરાયો હતો. પણ તેઓ જે અસંબદ્ધ અને અશુદ્ધ ગ્રંથોના પાઠમાંથી ધર્મતત્ત્વો માની લઈને ધર્માન્ધ બન્યા હતા તેથી હું મુક્ત હતો. બધા યે ધર્મગુરુઓ કરતાં હું અનંત અને જીવન પછીની વાતો વિષે વધુ માહિતી પામ્યો હતો. અન્ય લોક મારે મન ભાવનાપ્રકારનો આશાવાદ ન હતો; મને તેનું સ્પષ્ટ વાસ્તવિક દર્શન હતું. પછી તો મદનપલ્લી ગયા બાદ મેં કૉલેજની પાસે હરિજનો માટે એક મંદિર ખુલ્લું મૂક્યું અને દારૂની બદીમાં ફસેલા એ ગામના લોકોને આત્મસુધારણાનો માર્ગ બતાવી શ્રીરામની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

### જગનમોહન ચિત્રશાળા

એવામાં, તેર વર્ષ પહેલાં મેં સર્જેલી મ્હૈસૂરની ચિત્રશાળાને

વિસ્તૃત કરવાનું કહેણુ આવ્યું. દર વર્ષે ત્યાં ઘણો વધારો થતો રહ્યો હતો. પહેલાં થોડા ખાસ ખંડોમાં જ ચિત્રો ગોઠવ્યાં હતાં તે હવે ભરચક થઈ ગયાં હતાં, એટલે હવે તો આખો જગનમોહન મહેલ હાથમાં લઈ કલાકૃતિઓની નવી યોજના કરવી જરૂરી હતી. વચ્ચે એક દિવસ કુર્ગના મર્કારા નગરમાં શ્રીરામકૃષ્ણ પરમહંસના જયંતી-મહોત્સવનું પ્રમુખસ્થાન લેવા જઈ આવ્યો અને પછી ચિત્રશાળામાં ચિત્રો ગોઠવી દીધાં. ત્યાંથી પદ્મનાભપુરમનું કામ જોવા ગયો. એ વખતે મહારાજાએ મને એક વર્ષ સુધી કલાસચિવ (Art-adviser) તરીકે શ્રીમતી કઝિન્સ સાથે ત્રિવેન્દ્રમમાં રહેવાની જોગવાઈ કરીને મદનપલ્લીથી ત્યાં આવવા કહ્યું.

ઉનાળાની રજા આવી પહોંચી. પણ કેવા ઢંગે કૉલેજમાં વાદવિવાદ વધી પડ્યા હતા! પરીક્ષાઓમાં ગરબડ ચાલતી હતી અને સ્ટાફમાં અંદરઅંદર ઈર્ષ્યા હતી. એની અમને જરાયે અસર નથી થઈ એમ બતાવવા તમાચો મારી અમે મોં લાલ રાખતાં. અમારા આશરા નીચે આવી રહેલા વિશાળ કુટુંબને સુખી અને આબાદ કરવા અમે તલપી રહ્યાં હતાં, પણ માનવસ્વભાવે અમને પાછાં પાડ્યાં. વિદ્યાર્થીઓ અને શિક્ષકોમાં અમારા વ્યક્તિગત સંબંધો ઘણા ઠીક હતા. આ બધા વાદવિવાદો પ્રતિ સમભાવ અને સલાહસૂચના તેમ જ મજાક બતાવવાને બદલે જો મેં શિસ્તનાં કડક પગલાં લીધાં હોત તો તેઓમાં વખતો-વખત હલકટ પ્રકારના ઉછાળા આવત ને તેમાંથી વાત વણસી જાત. રજા ગાળવા અમે તેરમી એપ્રિલે ઉતાકામંડ ખાતે એક સરસ ઘરમાં પેઇંગ ગેસ્ટ તરીકે જઈ વસ્યાં.''

એક દિવસ છાપાં વાંચતાં જાણ્યું કે ત્રાવણકોરના મહારાજા કુટુંબ સાથે બે મહિના માટે જાવા-બાલીના પ્રવાસે જાય છે, એટલે શ્રી કઝિન્સે દીવાનને એક પત્ર લખી આગ્રહપૂર્વક જણાવ્યું કે પ્રવાસક્રમ ગમે તે

હોય, પણ જવાનું બોરોબુદુરનું પ્રસિદ્ધ બુદ્ધમંદિર જોયા વિના ન જ રહે. તે સાથે હિંદુઓનું પ્રાચીન પ્રમ્બનમ્ મંદિર પણ એટલું જ અદ્‌ભુત અવશિષ્ટ મંદિર છે. ડૉ. કઝિન્સે આમાંનું એકે જોયું નહોતું, પણ પુસ્તકો દ્વારા જાણેલું કે એ ખચીત જોવાલાયક સ્થળો છે. એવામાં તો તેમની અજાયબી સાથે તાર આવ્યો કે મહારાજાના 'ફ્રેન્ડ, ફિલોસોફર એન્ડ ગાઈડ' તરીકે સાથે આવવા તમને નિમંત્રણ છે!

બોરોબુદુર જોવાની તેમની ઇચ્છા આ જ જન્મે પાર પડતી જોઈ શ્રીમતી કઝિન્સે ઉદારતાથી ટેકો આપી પોતા માટે 'વુમન્સ ક્લબ'માં રહેવાની ગોઠવણ કરી લીધી, અને ૧૯૩૭ના એપ્રિલની ૨૭મીએ મદુરા થઈ કોલંબો-સિલોનને માર્ગે એ લાંબા પ્રવાસમાં મહારાજા અને રાજકુટુંબનાં સન્નારીઓ, બાળકો તથા મિત્રો સાથે તેઓ જોડાયા. એ પ્રવાસના પ્રસંગો અને સ્મરણોની તેમણે વિસ્તૃત નોંધો કરી છે.

મહારાજાએ જાવા-બાલીમાં પ્રસરેલી હિંદુ સંસ્કૃતિ સીધી જાતમાહિતીથી જાણવા ઇચ્છા બતાવી; તે સાથે રાજ્યને લાભ થાય એ રીતે આરોગ્ય, ખેતી વગેરેની નોંધ કરવા સૂચના કરી. વચ્ચે વચ્ચે ત્રાવણકોર યુનિવર્સિટીની ચર્ચા પણ ચલાવી. ડચ રાજ્યના ગવર્નરે મહારાજાનું સ્વાગત કર્યું ને ઘણી સગવડો આપી. બોરોબુદુરનું ભવ્ય મંદિર, જાવાનાં વાયાંગનાટકો, રામાયણ-મહાભારતનાં છાયાનૃત્યો, જલતો જ્વાળામુખી પર્વત, બધું વિસ્તારપૂર્વક અવલોક્યું. પિનાંગ તથા સિંગાપુરના નાગરિકોએ સન્માન કર્યાં. એમ ૧૯૩૭ની ૨૫મી જૂને એ પ્રવાસ પૂરો થયો.

## કલાવશેષો

દરમિયાન પદ્મનાભપુરમના મહેલનાં ચિત્રોનો સમુદ્ધાર થયો. ત્યાંના નવરાત્રિમંડપની મેશ ઉખેડતાં તેની નીચેથી ચિત્રો નીકળી પડ્યાં. કેટલાંક મંદિરોની આસપાસના પથ્થરોના ઢગલામાંથી અનેક દ્વારપાળો

અને દેવદેવીઓની સુંદર પ્રતિમાઓ હાથ લાગી. સાથે કેટલાક જૂના શિલાલેખો મળ્યા. રાજમહેલનાં કેટલાંક નાશ પામતાં ભીંતચિત્રોની નકલો કરાવી ચિત્રાલયમાં મુકાવી.

હવે શ્રી કઝિન્સ ખાસ હજૂરના માણસ બન્યા હતા અને મહેલની કેટલી યે પૂજનવિધિ સમયે માથે રાજપૂત ઢબનો સાફો લગાવી તથા બીજો પણ દરબારી ઠાઠ કરી હાજરી આપતા, એટલે તેમને ઘણું જોવા-જાણવાનું મળતું. એ ઉપરાંત તેઓ ત્રિવેન્દ્રમની શાળાઓની મુલાકાત લઈ શિક્ષણમાં કેવા સુધારા થઈ શકે તેના વિચારો પણ કરતા. જો શાળામાં કળાને દાખલ કરવી હોય તો બીજા વિષયોનો બોજો ઓછો કરવાની જરૂર હતી. તે માટે પાઠ્યપુસ્તકોમાં તથા અંગ્રેજીના શિક્ષકોના માનસમાં ફેરફાર કરવાની જરૂર લાગી. માટીકામ તથા ચિત્રકામ માટે કામના વધુ કલાકો ને સજાવટભર્યા ખંડની સગવડ પણ જરૂરી હતી. અંગ્રેજી ઓછું કરી આ પ્રકારનું શિક્ષણ વધારવું એવી તેમની સલાહ પર જબરો વિરોધ ઊઠ્યો. બહાનું તો ટાઈમટેબલ અને માણસોને પડતી અગવડનું જ બતાવ્યું. વિદ્યાર્થીઓ માટેના સર્જનના આવિષ્કાર અને સૌંદર્યમય વાતાવરણની કોઈ ના કહેતું નહોતું. ચાર વર્ષ સુધી તેમણે શિક્ષણમાં કલાનિયોજન કરવાની દરખાસ્તો આપ્યા જ કરી અને બી. એફ. એ. ( બૅચૅલર ઑવ ફાઈન આર્ટ્સ )ની ડીગ્રી માટે ચાર વર્ષનો અભ્યાસક્રમ રજૂ કર્યો.

## યુનિવર્સિટીના કલાધ્યક્ષ

૧૯૩૭ની ૨૭ નવેમ્બરે મહારાજાએ ત્રાવણકોર યુનિવર્સિટીની સ્થાપના જાહેર કરી. તેના પ્રાથમિક નિવેદનમાં ચિત્રકલા વિભાગનો નિર્દેશ પણ કર્યો અને તેના પ્રથમ ડીન( અધ્યક્ષ ) તરીકે શ્રી કઝિન્સનું નામ પણ બોલાયું. નિવેદન તૈયાર કરનાર અધિકારીને યુનિવર્સિટી જેવી સંસ્થામાં કલાનું શું કામ છે એમ લાગ્યું હશે, એટલે નિવેદનમાં

'ફેકલ્ટી ઑવ ઓરીએન્ટલ સ્ટડીઝ ઍન્ડ ફાઈન આર્ટ્સ' એવો લોચો મૂકી દીધો! પરિણામે પાછળથી શ્રી કઝિન્સ સરકારી કલાનિષ્ણાત અને યુનિવર્સિટીની 'અર્ધી' ફેકલ્ટીમાં ફાઈન આર્ટ-વિભાગના મુખ્ય તરીકે જાહેર થયા! એમણે મ્યુઝિયમના મકાનમાં મોકળાશ અને વ્યવસ્થા વધારવા કેટલાંક વિશિષ્ટ સૂચનો કર્યાં તે સદ્‌ભાગ્યે એક ભારતીય કળાના અભ્યાસી એન્જિનીઅરે વધાવી લીધાં, અને પરિણામ નેત્રપ્રિય બન્યું. દરબાર હૉલમાં પણ તેમણે તસ્વીરો, તકતાઓ અને ઝુમ્મરોનાં સ્થાનો ફેરવી વધુ સમાસ ને શોભા વધાર્યાં. એક સૈકાજૂનો મંદિરનો રથ કોઈ ખૂણે પડ્યો બળતણ થઈ જવાની તૈયારીમાં હતો, તેમાં જૂની કાષ્ઠકોતરણી જોઈ આ ચકોરચક્ષુ કયુરેટરે તેને ઉઠાવીને મ્યુઝિયમમાં એક છજા નીચે ગોઠવી દીધો. ત્રિવેન્દ્રમના ચિત્રાલયની ખ્યાતિ હવે ભારતવ્યાપી બની ગઈ. બિકાનેરના મહારાજા અને વાઈસરૉય લિનલિથગો કુટુંબ સાથે તે જોઈ ગયા.

યુનિવર્સિટીનાં વ્યાખ્યાનોનો ભાર તો મન ઉપર હતો જ, એવામાં તેમને બે પત્રો મળ્યા. એક હતો શ્રી એરુંડેલનો, કે 'તમે તથા શ્રીમતી ચેટા હવે અદ્યારમાં આવી નિવાસ કરો.' બીજો હતો જયપુરમાં પ્રધાન બનેલા સર મીરઝાં ઇસ્માઇલનો, રાજ્યમાં એક સારી જગ્યા ઉપરની નિમણૂકનો. બંને જગ્યાએ સેવાની સુંદર તકો ઊભી હતી. પણ હવે તો શ્રીમતી કેઝિન્સની તબિયત પ્રમાણે જ ભાવિ નિવાસસ્થાન નક્કી થવાનું હતું. એક દિવસ ફરતાંફરતાં તેઓ બોલ્યાં, 'હું આજે તો ઘણી ઠીક જણાઉં છું. માત્ર સ્મૃતિ કામ કરતી નથી.' બીજી બધી રીતે દરેક વસ્તુમાં તેમનો રસ જાગ્યો હતો. કુદરતપ્રેમ એવો ને એવો જ હતો. "એના વિચારો, એની પસંદગી-નાપસંદગી વગેરેનો ચિર સંબંધથી હું પૂર્ણ ભોમિયો બન્યો હતો અને તેથી અમે છૂટથી એકબીજાને સમજી શક્યાં હતાં. કેટલાક આ નહિ સમજે. અમારી વચ્ચેની ઊંડી આત્મગ્રંથિઓના તાણાવાણા કોઈ નહિ જાણી શકે. દૈનિક જીવનમાં તો અમારી એકમતી હોય એમાં નવાઈ નહિ, પરંતુ જીવનની ઉચ્ચ ભૂમિકામાં અમારી એકતાનતાનો ખ્યાલ અમે અને થોડાક જ બીજા જાણી શકે. તે ઘણી વાર કહે, 'મારું તમારા વિના શું થાય?' એનો જવાબ હું એક જ આપતો: 'હું જીવું છું ત્યાં સુધી એ પ્રસંગ આવવાનો જ નથી.'

ત્રિવેન્દ્રમનો એક વર્ષનો વધુ કરાર પૂરો થાય ત્યાં સુધી તેની જવાબદારી અદા કરવાની હતી. ૧૯૪૪માં ત્યાં ત્રણ અઠવાડિયાં માટે જવાનું હતું, તે પહેલાં મદ્રાસ જઈને સ્ટેનલી વ્યાખ્યાનમાળા (ફેબ્રુઆરી ૧૪, ૧૫, ૧૬, ૧૯૪૪) આપી. યુનિવર્સિટી સહેરથી

દૂર પડી અને રસ ધરાવતા, ભૂખતરસ વેઠીને પણ આવે એવા નાગરિકો પહોંચી ન શકે એવો સમય રાખ્યો હતો. ૩૦ જણનું શુષ્ક શ્રોતામંડળ હતું, અને વિચિત્રતા એ હતી કે મારા જેવા ધર્મપ્રતારક પ્રોટેસ્ટંટના વ્યાખ્યાનની સભા માટે રૂઢિચુસ્ત કૅથલિક પાદરી પ્રમુખ હતા !

પહેલા વ્યાખ્યાનમાં વ્યક્તિગત જીવનમાં કળા અને શિલ્પ દ્વારા શુધ્ધિવૃદ્ધિ કરી સમસ્ત સમૂહજીવનનો મિજાજ તથા વલણ બદલી નાખવાની જરૂર અને કારણો દર્શાવ્યાં. બીજા વ્યાખ્યાનમાં દર્શનીય કળાઓ (સ્થાપત્ય, શિલ્પ, ચિત્રકામ અને તક્ષણ)ની જીવનમાં કેવી અને કેટલે સુધી અસર પડે છે તે બતાવ્યું. ત્રીજામાં ચિંતનીય કળાઓ (નાટક, નૃત્ય, સંગીત અને કવિતા)નો પ્રભાવ સમજાવ્યો. અલાહાબાદની સાહસિક પ્રકાશનસંસ્થા 'કિતાબિસ્તાને' પુસ્તકરૂપે તે પ્રસિદ્ધ કર્યાં અને વિશાળ શ્રોતાગણ આગળ તે બધાં પહોંચાડી દીધાં."

ત્રિવેન્દ્રમમાં પણ યુનિવર્સિટીના કળાવિભાગના અધ્યક્ષ તરીકે તેમણે કૉલેજમાં તેમ જ જાહેર ભાષણો આપ્યાં. આ વખતે તેમણે 'યુદ્ધોત્તર નવરચના' ઉપર વ્યાખ્યાન આપ્યું ત્યારે જ્યુબિલી ટાઉન હૉલ ચિકાર ભરાઈ ગયો હતો. તેનું કારણ વ્યાખ્યાતા નહિ, પણ પ્રમુખસ્થાને દીવાન સર સી. પી. રામસ્વામી અય્યર હતા. જેઓ હાજર હતાં અને જેઓ નહોતાં આવ્યા તે બંને માટે કઝિન્સને ખૂબ દુઃખ લાગ્યું, કારણ હાજરમાં માત્ર સરકારી નોકરો અને યુનિવર્સિટીના માણસો જ હતાં. તેમને તો રસ્તે જતાં માણસ કે મેદાનમાં ખેલતાં બાળકો જેટલો જ કળાનો ખ્યાલ હતો.

પાછા બૅંગલોર પહોંચી ગયા ત્યારે શ્રીમતીની તબિયત ઘણી સુધરી હતી. બંને જણે ૪૧મી લગ્નતિથિ આનંદમાં ઊજવી અને લાગ્યું કે હવે પણ એવું જ ફરી બનતું રહેશે. પણ ઈશ્વરનિર્માણ જુદું હતું. એપ્રિલની ૨૨મીએ ફૂલો પર આશક બનેલી એક ગાયે



બધો ક્રમ બદલી નાખ્યો. આયા જરા દૂર ગઈ હતી એવામાં એક ગાય કૉમ્પાઉન્ડમાં પેસી ફૂલોના કચારા પર આવી. પાસે કોઈ નહોતું એટલે શ્રીમતી કઝિન્સ એકદમ ખુરશી પરથી ઊઠી હાંકવા ગયાં ત્યાં ગાયે માથું ઊંચું કર્યું, એટલે ડરીને જેવાં પાછાં હઠવા ગયાં કે ધબ કરતાં પડયાં. એક્સ-રેની તપાસમાં સાથળનું હાડકું તૂટેલું જણાયું અને આઠ અઠવાડિયાં પ્લાસ્ટરમાં રાખવાની દાક્તરી સજા થઈ!

પરંતુ સતત પડયા રહેવાથી શ્રીમતીજીને પૂંઠ પર ઘારું પડયું, એટલે પ્લાસ્ટર છોડી નાખવું પડયું. પણ ક્ષ-કિરણથી જોતાં જણાયું

કે માથો કરતાં પહેલાં તેમનું હાડ સંધાઈ ગયું હતું. હવે તેમની માનસિક તપાસ માટે બેંગલોરના આગેવાન મનશ્ચિકિત્સક પાસે જવાનું હતું. આ બાબતમાં ડૉ. ગોવિંદસ્વામી ઘણા અનુભવી. સાથે ઘણા મોંઘા પણ હતા! "મેં તો ખર્ચનો વિચાર જ કર્યો નહિ. જૂનની બીજી તારીખે બપોરે તેમને, એક દરદીને તપાસવા છે કહી તેડાવ્યા. મિસિસ માર્ગરેટ કઝિન્સ જેવી વ્યક્તિ દરદી છે તે જાણીને એ અજાયબી પામ્યા. એક જૂના મિત્રના સદ્ભાવથી તે ગયા અને એકલાં દરદીને જ પરદામાં લઈ જઈ ખૂબ તપાસ પછી આવીને કહ્યું, 'ડૉક્ટરો ચિંતા બતાવે છે એવું એમનું માનસિક દર્દ નથી. શારીરિક લકવાની જ તે અસર છે અને તે દવા વગર જતી રહેશે; જોકે પૂરેપૂરી નહિ મટે. થોડા દિવસ દવાખાનામાં રહી ઘેર જવું અને મારે જાતે જ તેના દાક્તર થવું. ઉપચારમાં શબ્દવિનોદ, રમત, રેડિયો અને હળવી માલિશ.' તેમની ફી મારે આપી દેવી કે ઑસ્પિટલ મારફત મોકલવી તે પૂછ્યું. 'ઑસ્પિટલમાંથી પે નહિ અને તમારે પણ આપવી નહિ. ચાલો તમારે ઘેર જ જવાનું છે, તો હું તે જ રસ્તે જવાનો છું.' રસ્તામાં તેમણે એક કવિતા બોલવા માંડી. માનસચિકિત્સક માટે તે યોગ્ય જ હતું, પણ આ લીટીઓ તો 'રાજ-રાણી' ના મારા નાટકમાંથી જ હતી! 'અરે ભાઈ, તમે આ ક્યાંથી યાદ કરી?' એમણે કંઈક આવો જવાબ આપ્યો: 'કેટલાંક વર્ષો પહેલાં હું યુનાઈટેડ સ્ટેટ્સમાં હતો અને મારે ભારતીય તત્ત્વજ્ઞાન ઉપર વાર્તાલાપ કરવાના પ્રસંગો આવતા. હું મારા શ્રોતાઓને કહેતો કે મૅક્સમૂલરનાં 'છ દર્શનો' (તરજૂમો) વાંચવાની મહેનત કરતાં જેમ્સ એચ. કઝિન્સની 'રાજારાણી'માંથી આ થોડી લીટીઓ મોંએ કરી લેજો. નાચતી ગાતી રાજારાણી મીરાંનું એ ગીત જાણે સીધું ભગવદ્ગીતામાંથી આવ્યું છે.' આ વખતે મને વેન્ચુરાના એક ડોક્ટર યાદ આવી ગયા, જેણે ફીને બદલે મારાં વ્યાખ્યાનો સ્વીકારેલાં!

આવો વિનિમય જો સાધારણ બને તો ઘણાંનો આર્થિક પ્રશ્ન ઊકલી જાય.

જૂન ૧૪મીએ દર્દીને એમ્બ્યુલન્સ (દર્દીની ગાડી)માં ઘેર લઈ આવ્યા. તેમનું જ્ઞાનદર્શન, આદર્શ અને માનવપ્રેમ (જેમાં હું પણ ખરો) એમનો એક સ્વભાવ જ બની ગયાં હતાં. ભવિષ્ય માટે શાંતિ અને સંતોષ રાખી અમે બંને વિધિનું સ્પષ્ટ માર્ગદર્શન મળે તેની રાહ જોવા લાગ્યાં. અઠવાડિયા પછી તેમણે મને સર મીરઝાનું આમંત્રણ સ્વીકારી જયપુર જવા આગ્રહ કર્યો."

જયપુર જઈને ડૉ. કઝિન્સે રાજ્યમહેલના ભંડારમાંની રાજપૂત અને મુઘલ કલાની અદ્ભુત કૃતિઓ, તસ્વીરો તથા મહારાજાનો અંગત સંગ્રહ જોયાં અને કલાની સેવાનો અપૂર્વ અવસર મળશે એમ માન્યું. પણ એવામાં સર મીરઝાં પ્રધાનપદેથી છૂટા થયા અને જયપુરની માત્ર વાત જ રહી ગઈ. ડૉ. એરુંડેલનું અઘાર ખાતેના કાયમી નિવાસ માટે નિમંત્રણ તો ઊભેલું જ હતું. ત્યાં તેમની અપાર સેવાઓ તથા તેમના અધિકારની રૂએ તેમને અઘાર નદી અને બંગાળના ઉપસાગરના સંગમ આગળ 'સેવાશ્રમ'માં મુકામ મળ્યો.

શ્રીમતી કઝિન્સે માનવસેવામાં જે સક્રિય ભાગ પૂર્યો હતો તેનો હવે છેડો આવ્યો. હિંદુસ્તાનમાં નોકરીની સ્વીકૃત મુદત (પંચાવન વર્ષ) વટાવીને ઉપર અગિયાર વર્ષ તેમણે આપ્યાં હતાં. નછૂટકે આવી પડેલી આ 'સુપ્રાપ્ત નિવૃત્તિ' (well-earned retirement) લેતાં પહેલાં દસ વર્ષનું વધારાનું સખત કામ તે કરી ચૂક્યાં હતાં, અને હવે એ અમીરી, નિઃસ્વાર્થ, પ્રજ્ઞાવાન, પ્રેમાળ ને સુખી આત્માના દ્રષ્ટા અને સહાયક બની તેમની લુપ્ત બનેલી વાણીની ખોટ ભુલાવવાનો પ્રયત્ન કરવાનો હતો. દિવસ અને રાતનો એવો 'સખીધર્મ' ડૉ. કઝિન્સે ઉપાડી લીધો. શ્રીમતી ક્વચિત ઘોડી લઈ કૉમ્પાઉન્ડમાં

ફરતાં ત્યારે ડૉ. કઝિન્સની સર્જક કલ્પનામાંથી કાવ્યપંક્તિઓ નીકળી આવતી, અને એ રીતે તેમના નામે ચડેલાં ૨૭ પુસ્તકોમાં વૃદ્ધિ થતી.

વીસમી એપ્રિલે ભારત મહિલા પરિષદનું અધિવેશન મદ્રાસમાં મળ્યું. એનાં તો તે સંસ્થાપક હતાં. એના ઉદ્‌ઘાટન પ્રસંગે ડૉ. કઝિન્સ તેમને ત્યાં લઈ ગયા. તેઓ થોડી ખોડંગતાં આવ્યાં કે તુરત 'પરિષદનાં માતા' મંચ સુધી પહોંચે તેટલામાં એક સરઘસરૂપે મિત્રો ને કૅમેરામૅનો ગોઠવાઈ ગયા. પોતાની સ્થાપેલી સંસ્થા મહાન રાષ્ટ્રીય સફળતા અને લાગવગવાળી બની ગઈ હતી એ જોઈને તેમને સંતોષ થયો. ફરી વાર ઉનાળો આવતાં ગરમીથી બચવા તેઓ ૩૦૦૦ માઈલનો પ્રવાસ કરી સિક્કિમના ગિરિનિવાસ 'ગન્તુક'માં જઈ રહ્યાં; ત્યાં સિક્કિમના મહારાજાનો સત્કાર પામ્યાં અને ત્રિવેન્દ્રમના કલાસંગ્રહ માટે તિબેટી તનખા (ચિત્રપટો) મેળવ્યા.

અઘાર પાછાં આવ્યાં ત્યારે જીવનની બીજી કડવીમીઠી તૈયાર હતી. ડૉ. કઝિન્સ લખે છે: 'હું હમેશાં બીજાઓના આનંદમાં રાચનારો પાકો મૂર્ખ હતો. ઘરમાં ઘંટી ખાલી ને બીજાની કોઠી ભરવાની ચિંતામાં મારી જાતની ઊંડી ચિંતા કદી કરી નહોતી.' ત્રાવણકોરમાં ઘણા વાંધાવચકા છતાં મેં જગ્યા સલામત હોવાની તેમને ખાતરી હતી. પણ મનની ખાતરી શા કામની? પ્રિયજનને માટે જીવ તણાતો રાખી અદ્યારથી ૫૦૦ માઈલ દૂરની ખેપો કરવાની ચાલુ હતી. પણ તેમાં માત્ર ઉપરના અધિકારીઓ તરફથી મળતી પહેલાંના જેવી જ લાગણી, પ્રેરણા, ઉત્તેજન અને સમજવાળી સલાહ, કદરદાની તથા સ્નેહમયતા કારણરૂપ હતાં. પરંતુ નીચેના અધિકારવાળા જે માણસો રાજવહીવટનાં ચક્રો સંભાળતા હતા તેઓ બધા પ્રયત્નો ધૂળ મેળવી વાતાવરણ કલુષિત કરી રહ્યા હતા. તેમનામાં રાજદ્વારી અને ધાર્મિક વિદ્વેષો ખૂબ હતા. દીવાન સર સી. પી. રામસ્વામી સામે એ સૌનો

વિરોધ વધ્યે જતો હતો તેથી સર સી. પી. નાં માણસોની સામે પણ એ જ વર્તન હતું. જોકે ડૉ. કઝિન્સ તો તેમના દીવાન થયા પહેલાં ૧૯૩૪ના કારભારમાં જોડાયા હતા અને સર સી. પી. તો ૧૯૩૬માં દીવાન થયા હતા. પણ તેમની સાથે સરકારી પત્રવ્યવહાર પણ બહુ થયો હતો, અને તેમના તરફથી પ્રશ્નોની સમજ, ઉકેલ, સગવડો, હાનાના નિકાલ વગેરે ઝડપથી થતા. તે પોતે મ્યુઝિયમ અને ગૅલેરી જોવા જાતે આવી જતા અને ઘણી કીમતી સલાહ-સૂચના આપતા. પણ નવી રાજકીય સંસ્થાઓએ દીવાનની શિખરકેન્દ્રિત સત્તા ઉથાપી સમતળ ભૂમિવાળા રાજકારણને આદર્શ બનાવ્યું હતું. બ્રાહ્મણ અને તામિલિયન એવી બેવડી રીતે પરદેશીઓને હાંકી કાઢવાની હિલચાલ થઈ રહી હતી. દીવાનની ગાડી પર છોકરાઓ પથ્થર ફેંકતા અને 'સી. પી. પાછા જાઓ' એવા પોકારો કરતા. એના મુખ્ય અને છેવટના પ્રસંગમાં કઝિન્સ તેમની નજીકમાં હતા.

૧૯૪૭ની ૨૫મી જુલાઈએ અપૂર્વ સંગીતવિધાયક સ્વાતિ તીરુમલની શતાબ્દસંવત્સરીનો એક સમારંભ થયો. તેમાં ૨૦૦૦ સ્ત્રીપુરુષો નવા સંગીતવિદ્યાલયના ચોગાનમાં એક વિશાળ શમિયાણામાં હાજર થયાં હતાં. મહારાજા ઉદ્ઘાટનનો વિધિ કરી ચાલ્યા ગયા ને શ્રી સ્વાતિ તીરુમલના સંગીતનું ગાન શરૂ થયું. દીવાન મંચ ઉપર એક આગળની ખુરશી પર આવી બેઠા. તેમની ડાબીજમણી બાજુ એકએક ખાલી ખુરશી હતી. કાર્યક્રમ ચાલુ થયો એટલે તેમણે મદ્રાસથી આવેલા અતિથિ શ્રી જયરામ નામના વકીલ જે સંગીતના પણ પ્રખર જ્ઞાતા હતા તેમને બોલાવી પાસેની ખુરશી પર બેસાર્યા અને પછી કુલપતિ જયરામને બોલાવી જમણી બાજુની ખુરશી પર બેસાર્યા. આમ વચ્ચે રામ ને બંને બાજુ જયરામનો યોગ થયો.

સાત વાગ્યે દીવાને કાંડા પરની ઘડિયાળ જોઈ અને બીજી એક

કામગીરી સાચવવા માટે ઊપડ્યા. ઊભા થયેલા માણસોની વચ્ચે થઈને તે જતા હતા એવામાં એકાદ પળ માટે રોશની બંધ થઈ ગઈ અને દરવાજા આગળ કંઈક ધાંધલ થઈ, પણ શું બન્યું તેની અંદર હોઈને ખબર પડી નહિ. રુક્મિણીદેવી અધ્યારથી આવ્યાં હતાં અને દીવાનને ત્યાં મહેમાન બન્યાં હતાં, એટલે શ્રી કઝિન્સ તેમને મોટરમાં વહેલાં ત્યાં પહોંચાડી આવ્યા. બીજે દિવસે તેમને મ્યુઝિયમ બતાવવા સાર લેવા ગયા ત્યારે જ ક્ષોભજનક ખબર જાણ્યા કે રાત્રે શમિયાણામાંથી બહાર નીકળતાં દીવાન પર ખૂની હુમલો થયો હતો ! તેમને ખભા ઉપર અને ગરદન ઉપર જખમો કરવામાં આવ્યા હતા, પણ તુરત હૉસ્પિટાલે પહોંચાડી સારવાર અપાઈ હતી અને બચી ગયા હતા.

કઝિન્સે રાજકારણમાં કદી ભાગ લીધો નહોતો. તેમની ડાયરીમાં ૩૦મી જુલાઈ, ૧૯૪૬ની આટલી જ નોંધ હતી : 'ત્રાવણકોર હિંદસમવાયમાં જોડાય છે. સ્વતંત્ર નહિ.' તે પછી સર સી. પી. એ ઘણા વખતથી વિચારી રાખેલું તે મુજબ હોદ્દો છોડી દીધો. ડૉ. કઝિન્સને પણ ખયાલ આવી ગયો કે જે ખરાબ રીતભાત અને વિનયભંગ અસહ્ય થતાં જાય છે તેની અસર તેમના પોતાના ત્રાવણકોરના સંબંધે પણ જણાશે.

ચાર વર્ષ દરમ્યાન રાજ્યની શાળાઓમાં તેમણે કળા પ્રત્યેના ઉત્સાહથી ૪૦-૪૦ મિનિટનાં ૨૪ જેટલાં ભાષણો દર સત્રારંભે આપ્યાં હતાં. ૮૦ જેટલા ગ્રેજ્યુએટોને કળાનો ઇતિહાસ અને મુખ્ય અંગો ઉપર વ્યાખ્યાનમાળા આપી હતી. પણ જ્યારે તેમણે જાણ્યું કે તેમના વર્ષોના અનુભવ અને વિચારોના નિચોડરૂપ પ્રવચનો કરતાં ભાવિ શિક્ષકોને એલફેલ ચોપાનિયાં ને ન્યૂસ પેપરોમાં વધુ રસ પડે છે ત્યારે તેઓ તેમની વેદના છુપાવી શક્યા નહોતા. એ વિદ્યાર્થીઓ આરંભનાં વર્ષોથી તેમના સહવાસમાં હોત તો ત્રણચાર વર્ષે કંઈક

સંસ્કાર પામત. પણ દર વર્ષે નવું જૂથ આવતું અને વિદ્યાર્થીઓનું એકંદર વર્તન ઉત્તરોઉત્તર ઓસરતાં પાણીની એંધાણી આપતું હતું.

૧૯૪૬માં શિક્ષકોના એક વર્ગમાં તેઓ વ્યાખ્યાન શરૂ કરવા ઊભા થયા. વિદ્યાર્થીઓની સાથે તેમને ફાવતું નહિ. તેઓને કડવાં કે મીઠાં વેણ કોઈ રીતે એકાગ્ર કરી શકતાં નહિ. સ્ત્રીવિદ્યાર્થિનીઓ બુદ્ધિમાન અને એકાગ્ર હતી. એવામાં એમણે કંઈક અટકચાળું જોયું. તુરત ભાષણ બંધ કરી કાગળો લઈ બહાર નીકળી ગયા. એ નીકળ્યા તે નીકળ્યા, પછી કોઈ વિનંતી કે ટેલિફોન-સંદેશાને વશ થયા નહિ.

છતાં કલાનિષ્ણાત તરીકેનું કામ ચાલું રહ્યું. ચિત્રાલયના ખંડો વધતા ગયા. દરેકમાં પૂર્વ તરફની કળાનાં ચોક્કસ લક્ષણો બતાવવાની યોજના રાખી હતી. ચિત્રોની વર્ગણી અને સુયોગ્ય માંડણી પણ એક વિશિષ્ટ કલા છે, એવી પોતાની માન્યતાનો ત્યાં પૂરેપૂરો પુરાવો અને પ્રકાશ તે આપી શકયા.

ચિત્રાલય એમના અધિકારમાં હતું ત્યારે કેવા કેવા માણસો તે જોઈ ગયેલા? ભારતમાંના બ્રિટિશ વૉઈસરૉય લૉર્ડ વાવેલ આવેલા ત્યારે તેમની સાથે વાતો કરવા સર ફ્રાન્સિસ વાઈલીને પોતાની બાજુમાં-થી ઊભા-કરી તે જ્યાએ ડૉ. કઝિન્સને બેસાડી સંસ્થાનો ઇતિહાસ અને વિગતેવિગત જાણ્યાં. થોડા વખત પછી લૉર્ડ માઉન્ટબૅટન તેમના કુટુંબ સાથે ત્યાં તેમની સાથે એક કલાક વિતાવી ગયા. ઈ. ૧૯૪૭માં સ્વાતંત્ર્ય મળ્યા બાદ નામદાર ગવર્નર જનરલ સી. રાજગોપાલાચાર્ય આવીને મહારાજા સાથે તે જોઈ ગયા. તેને બીજે જ દિવસે તેઓ અધાર ગયા અને જીવનનો આ હવે છેલ્લો તબક્કો છે એમ વિચાર્યું.

મલબારના વર્ષારંભના પહેલા માસમાં તેઓ ત્રિવેન્દ્રમ ગયા હતા; પણ નવા સચિવાલયમાં કોઈએ તેમની બાબત નોંધ પર આણી જ

નહોતી; જોકે મુખ્ય પ્રધાન અને શિક્ષણપ્રધાન સાથે રૂબરૂ વાત તો થઈ હતી. પણ ફરી વાર તેમને કોઈ એ કામ સંભાળવા તેડાવ્યા નહિ. છેવટે એક ખરીતો મળ્યો તેમાં જણાવ્યું કે હવે તેમની સેવાઓની જરૂર નથી, અને તેનો અમલ ગયા જુલાઈના મધ્યમાંથી—એટલે કે આગલા મલબાર વર્ષના અંતથી ગણાવો! 'પ્રવાસો, વ્યાખ્યાનો, લેખોની બધી જહેમતોને અંતે લોકજીવનમાં ગુણવર્ધન અને સુધારણા માટે કળાની સેવા મારા સ્વભાવને બંધબેસતી થઈ એટલો જ સંતોષ લીધો.'

ઈ. ૧૯૪૫ની ૧૧મી ઑગસ્ટે ત્રિવેન્દ્રમથી મદ્રાસ આવતી ટ્રેનમાં તેમને ડો. એરુંડેલના અવસાનના ખબર મળ્યા. અદ્યાર પહોંચ્યા ત્યારે કલાક્ષેત્રના સમાશ્રયે થિયૉસૉફીના વ્યાખ્યાનભવનમાં મોટી આશ્વાસનસભા મળી હતી. પૂરી ભીડ હતી અને ઠરાવ રજૂ થવાનો હતો. ત્યાં શ્રી રુક્મિણીદેવી અંદર દાખલ થયાં. તેમના મુખ ઉપર આક્રંદ કરતી વિધવાની છાયા નહોતી પણ પતિની છેવટની લાંબી બીમારીમાં કરેલી અખંડ સેવાશુશ્રૂષાનો થાક જણાતો હતો. "એ બે વ્યક્તિઓને ૨૫ વર્ષના લાંબા સહવાસમાં રહેલી જોઈ છે. એમનો જીવન-સહચાર સાહિત્યકળાનાં કલ્પનામિશ્રિત વર્ણનો કરતાં વાસના અને રોમાંચક પ્રસંગોથી વિરહિત એવા જુદા જ પ્રદેશનાં કોઈ ભવ્ય ભૂતકાળના સમયનાં પાત્રો સમો ભાસતો હતો. ડો. એરુંડલે ૧૯૩૫માં થિયૉસૉફિકલ સોસાએટીના વ્યાખ્યાનમાં થિયૉસૉફીનો પાંચમો લક્ષ્યાર્થ 'Theosophy As Beauty (થિયૉસૉફી એટલે સૌન્દર્યપ્રેમ) જે નિરૂપેલો તેનું વાસ્તવિક સ્વરૂપ જાણે રુક્મિણીદેવી હતાં!"

રુક્મિણીદેવીના આદર્શોમાં સહાય કરવાનું મહત્ત્વનું કાર્ય હવે શ્રી કઝિન્સે ઉપાડી લીધું. શ્રીમતી ઍસાંટની વિશ્વવ્યાપી શતાબ્દીના ગ્રંથનું સંપાદનકાર્ય અને પ્રકાશન કલાત્મક રીતે પાર ઉતાર્યું.

૧૯૪૬ની ૧૧મી ફેબ્રુઆરીએ શ્રી જિનરાજદાસે સ્વ. એરુંડલના અનુગામી પ્રમુખ તરીકે વ્યાખ્યાન આપ્યું. દસ દિવસ પછીની ડાયરીમાં શ્રી કઝિન્સે લખ્યું છે, "સાંભળ્યું છે કે કળાના વિષયમાં પ્રમુખ અને શ્રી રુક્મિણીદેવી વચ્ચે મતભેદ પ્રવર્તે છે." આ બાબત પછી તેમણે સમયના નિકાલ ઉપર છોડી. સંવત્સરીના ઉત્સવોમાં રુક્મિણીદેવીની કળા શત પાંખડીએ ખીલી નીકળી. શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીએ ભારતીય કળાની સુંદર કૃતિઓનું પ્રદર્શન કર્યું અને આરંભવ્યાખ્યાન આપ્યું.

બેસાંટ-શતાબ્દી પછી છ અઠવાડિયે ભારતની રાજકીય મુક્તિનો મહાન પ્રસંગ સંપૂર્ણ રૂપ પામ્યો. ત્રણ વર્ષ પહેલાં કોઈ ને તેની કલ્પના પણ ન આવત. પણ તે પછી બ્રિટિશ જનરલ ઇલેક્શન થયું અને તેમાં મજૂર પક્ષનો વિજય થયો. તેમાં પૅથિક-લૉરેન્સ સેક્રે. સ્ટે. ઇન્ડિયા બન્યા. ડૉ. કઝિન્સ અને શ્રીમતી કઝિન્સના તેઓ પૂર્વપરિચિત મિત્ર હતા અને તેથી તેમને ખાતરી હતી કે તેમનું ભારત પ્રત્યેનું શુભ વલણ તેમના એક સિદ્ધાંત રૂપ હતું. ૧૯૪૭ની ૧૭મી જુલાઈએ હાઉસ ઑવ કૉમન્સમાં ભારતનો ખરડો પસાર થયો. ભારતમાં ઑગસ્ટની ૧૫મી ઊજવાઈ તેનું કાવ્ય લખવા કોઈ વ્યાસ કે કાલિદાસ નહોતા. એ પ્રસંગનો ઉલ્લાસ તો સર્વ ભૂતકાળને ભેદીને ઇન્દ્રભુવન સુધી પહોંચ્યો હશે.

પણ અણવિકસ્યા માનવસ્વભાવે, હૃદયની ઇચ્છાઓ ભરપૂર કરી દેનારી આઝાદીનાં સ્વપ્નાંઓને ભયંકર ખૂનામરકી, વિનાશપ્રવૃત્તિઓ અને અકથ્ય વેદનાની ભૂતાવળ બનાવી દીધાં; અને ઉપરથી, દુનિયાને કંપાવી મૂકે એમ, ૩૦મી જાન્યુઆરી, ૧૯૪૮ના રોજ અહિંસાને પ્રધાન તત્ત્વ ગણનારા ધર્મના જ એક માનવીએ અહિંસાના દેવદૂત સમા મહાત્મા ગાંધીજી પર ગોળીબાર કર્યા! એ પ્રસંગ દુષ્ટતાની પરાકાષ્ઠા નથી, માત્ર પ્રથમ ચિહ્ન છે. વર્તમાનપત્રોની કુટિલતા,

સંઘરાખોરી, કાળાં બજારો, ભરેલી ટ્રેનોની લૂટ, નિરાધાર સ્ત્રીબાળકો ને આમજનોની લૂંટધાડ અને ખૂનામરકીના સમાચારોએ જનતાને ચોંકાવી દીધી છે ને માનવજીવન માટે નવાં રચનાત્મક કાર્યો, સંસ્કાર-સંસ્થાઓ ને વિનાશક પ્રવૃત્તિઓ પર કાબૂ મેળવવાના ઉપાયો શોધવા પ્રેરણા કરી છે.

છેવટનું સ્ટેશન આવે તે પહેલાં સિગ્નલ પડેલો જોઈએ છીએ ત્યારે સમજી શકીએ છીએ કે હવેના ગમે તે કોઈ અંતરે પણ છેવટનું ઉતરાણ છે જ. તેમ શ્રી કઝિન્સે ૭૭ વર્ષ અને શ્રીમતી માર્ગરેટ કઝિન્સે ૭૨ વર્ષ સુધીના પોતાના જીવનની સંયુક્ત નોંધ પૂરી કરી છે.

